॥ ॐ ॥



# अज्ञानतिमिरदीपक.

યોજનાર,

**શ્રી. પ. પ. સ્વામિ કૃષ્ણાનંદ સરસ્વતિ.**

ગુજરાતી ટીકા લખનાર,

**શ્રી પ. પ. સ્વામિ યોગાનંદ સરસ્વતિ.**

( ગાંડા મહારાજ. )


પ્રકાશક,

**કલ્યાણજી નિચ્છાભાઈ દેશાઈ,**

ઓફીસ ખડકી—ભરૂચ.

ઇ. સ. ૧૯૨૬. સંવત ૧૯૮૨.

પ્રત ૧૦૦૦

મૂલ્ય દશ આના.

# વિજ્ઞપ્તિ.

આ પુસ્તકનો વિષય ગહન અને સ્વાનુભવનો હોવાથી જે સુજ્ઞ જનોએ શાસ્ત્રવિહિત કર્મ ઉપાસના કરી ગુરૂ ઈશ્વરની કૃપા મેળવી હશે તેમનેજ એના શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી અપૂર્વ લાભ થશે, અનધિકારીને એમાં રસ ન પડે અગર ઇચ્છિત લાભ ન થાય એ દેખીતુંજ છે; માટે ચિત્તશુદ્ધિ કરી એકાગ્રતા અને પૂર્ણ શ્રદ્ધાથી આવા પ્રાસાદિક ગ્રંથો વાચવા મુમુક્ષુને વિજ્ઞપ્તિ છે. सुज्ञेषु किं बहुना.

પ્રકાશક.



આ પુસ્તક તથા તેની મરાઠી ટીકાવાળું પુસ્તક એ બંને નીચેને ઠેકાણે મળશે.

૧ વાસુદેવ વિષ્ણુ કાર્ફીર્ડે.

આકુચી દુકાન, માહીમ—મુંબાઇ.

૨ રામચંદ્ર ઉમેદરામ.

કાંદાવાડી—કલ્યાણજી દરજીની ચાલી નં. ૧ મુંબાઇ.

૩ કલ્યાણજી નિચ્છાભાઇ દેશાઇ.

ઓફીસ ખડકી—ભરૂચ.





॥ तत्सद्ब्रह्मणे नमः ॥

# ॥ अज्ञानतिमिरदीपक प्रारंभः ॥

स्वांशेन जीवरूपेण येनाखिलमिदं ततम् ।
तं वन्दे परमात्मानं सच्चिदानंदविग्रहम् ॥ १ ॥

श्री गणेशाय नमः । श्री गुरुदत्तात्रेयाय नमः । श्री कृष्णानन्दस्वामी ग्रन्थारम्भे निर्विघ्नकार्यसिद्ध्यर्थं ब्रह्मस्वरूप परमात्मवन्दनात्मकं मङ्गलाचरणमाह ॥ स्वांशेनेति । येन स्वस्य ब्रह्मस्वरूपिणोंशेन जीवरूपेणाखिलमिदं जगत्ततं व्याप्तमहं सच्चिदानन्दविग्रहं परब्रह्मरूपं तं परमात्मानं वन्दे । प्रथमश्लोकेन परमात्मनिर्गुणस्वरूपप्रार्थनमाह ॥ १ ॥

ગુ. ટી० શ્રી કૃષ્ણાનંદ સરસ્વતિ સ્વામી ગ્રંથારંભે મંગળાચરણનું નિમિત્ત કરી પરમેશ્વરનું નિર્ગુણ સ્વરૂપ જે પોતાનું સ્વસ્વરૂપ છે, અને જે બ્રહ્માદિ સર્વ દેવોના ગુરુ કહેવાય છે તેનું સ્તવન કરે છે. જે પરમેશ્વરે અંશરૂપ જીવ વડે આ સંપૂર્ણ જગત વ્યાપ્ત કરેલું છે, તે પરમેશ્વરનું સ્વરૂપ સત્, ચિત્, આનંદરૂપે શોભી રહેલું છે, તે સ્વરૂપને હું અનન્યભાવે નમસ્કાર કરૂં છું. આ શ્લોકમાં પરમેશ્વરના અંશરૂપ જે જીવભાવ કહ્યો તે કેવળ કલ્પિત છે; કારણ કે પારમાર્થિક રીતે જોતાં જીવ અને ઈશ્વરની અંદર કંઈજ ભેદ નથી. જે કાંઈ ભેદ જોવામાં આવે છે તે કેવળ માયાની ઉપાધિ વડે જોવામાં આવે છે. જેમ આકાશના ભેદ ઘટાકાશ મહાકાશ વગેરે કલ્પિત છે, તેની અંદર અંશઅંશીભાવ નથી, છતાં ઉપાધિ વડે દેખાય છે; તેમ આત્મા અને પરમાત્માનો ભેદ ઉપાધિના યોગે કલ્પિત છે.

શ્રુતિએ જે ભેદભાવની કલ્પના કરી છે, તે કેવળ અજ્ઞાનીને સમજણ પાડવા માટે છે. જે પરમેશ્વર મારૂં સત્યસ્વરૂપ છે તે અભિન્ન મારાં સ્વરૂપને હું પ્રીતિપૂર્વક વારંવાર નમસ્કાર કરૂં છું. એજ આત્માનું સ્વરૂપ સ્વામિ મહારાજ આગળના શ્લોકમાં બતાવે છે, જે શ્રવણ કરતાં સાધનચતુષ્ટયઅધિકારી શિષ્ય તરત ત્રિવિધ તાપ પાપથી મુક્ત થઈ સ્વસ્વરૂપને ઓળખે છે. ॥ ૧ ॥

आद्यन्तं न विदन्ति यस्य विबुधा मध्यं च यच्चित्कला-
व्याप्तं वै स्थिरजङ्गमात्मकमिदं ब्रह्माण्डभाण्डोदरम् ।
ध्यानेनात्मनि चिन्तयन्ति सततं यं निर्गुणं योगिनो-
वन्दे तं निजबोधरूपममलं ज्ञानप्रदीपं हरिम् ॥ २ ॥

सं. टी० । आद्यन्तेति । विबुधा यस्य परमात्मन आद्यन्तं मध्यं च न विदन्ति। ब्रह्माण्डभाण्डोदरं स्थिरजङ्गमात्मकमिदं यच्चित्कलाव्याप्तमस्ति । योगिनो निर्गुणं यं ध्यानेनात्मनि सततं चिन्तयन्ति । अहं कृष्णानन्दस्वामी तं निजबोधरूपममलं ज्ञानप्रदीपं हरिं वन्दे ॥ २ ॥

गु. टी० એ સત્, ચિત્ અને આનંદરૂપ પરમેશ્વરના સ્વરૂપના આદિ, અંત, અને મધ્યને બ્રહ્માદિદેવો તથા ત્રિકાળદર્શી બ્રહ્મજ્ઞાનીઓ પણ જાણતા નથી. આ બ્રહ્મની માયારૂપ બ્રહ્માંડ પાત્રની અંદર રહેનારાં સ્થાવર, વૃક્ષ, પાષાણાદિ અને જંગમ, દેવ, મનુષ્ય, પશુઆદિરૂપે દેખાતું આ જગત, પરમેશ્વરની ચૈતન્ય જીવ કલાવડે વ્યાપી રહેલું છે. જે પરમાત્માના સ્વરૂપનું યોગી લોકો સ્વસ્વરૂપાનંદની પ્રાપ્તિ માટે રાતદિવસ ધ્યાનવડે ચિંતન કરે છે. એવી રીતના નિર્ગુણ, નિર્મળ, નિજબોધરૂપ જ્ઞાનદીપક કે જેની અંદર અજ્ઞાનનો સંપર્ક સુદ્ધાં થતો નથી, એવા સંસારરૂપી જન્મમરણ દુઃખને હરણ કરનારા મારા આત્મસ્વરૂપને હું આદરપૂર્વક વારંવાર નમસ્કાર કરૂં છું; કારણ એ મારૂં સત્યસ્વરૂપ આનંદનો કંદ છે. એ આનંદ સદોદિત પૂર્ણરૂપે રહેલો છે. એની અંદર અપૂર્ણપણું કોઈપણ કાળે આવતું નથી. જે આ જગતના પસારાનું મૂળ કારણ છે તે અનંત વિષ્ણુને

હું પ્રેમપૂર્વક વારંવાર નમસ્કાર કરી માગણી કરૂં છું કે આપ હૃદયમાં રહી આ આરંભ કરેલા ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ કરો; કારણ "श्रेयांसि बहु विघ्नानि" હે પરમેશ્વર ! જેવી રીતે યંત્રકાર પૂતળીને નચાવે તેમ તે નાચે છે, અને તે જેમ કરાવે તેમ કરે છે, તે પ્રમાણે આ શરીરરૂપી પૂતળીને આપ જેમ ખેલવો તેમ તે ખેલ કરે છે, અને મન બુદ્ધિને જેમ નચાવો તેમ તે નાચે છે; તેથી શ્રોતા, વકતા અને લેખક સ્વતઃ આપજ છો, માટે આ દાસના હૃદયને જ્ઞાનજ્યોતિ- વડે પ્રકાશિત કરી આ ગ્રંથને નિર્વિઘ્ને પૂર્ણ કરાવો, અને એજ કારણથી આ મન ઈંદ્રિય અને વાણી આદિ આપનું વારંવાર સ્તવન કરે છે. ॥ ૨ ॥

ज्ञानदां करूणोदारामज्ञानध्वंसकारिणीम् ।
इच्छन् वाक्पाटवं देवीं मातरां शारदां भजे ॥ ३ ॥

सं. टी० । अभीष्टकार्यसिद्ध्यर्थं निर्विघ्नकार्यसिद्धिद्वारा शारदा- वन्दनरूपं मंगलाचरणमाह । ज्ञानदामिति । अहं कृष्णानन्दस्वामी वाक्पाटवमिच्छन् ज्ञानदां करुणोदारामज्ञानध्वंसकारिणीं मातरं देवीं शारदां भजे ॥ ३ ॥

गु. टी० હવે હું કૃષ્ણાનંદ સરસ્વતિ વાણીની અંદર ચાતુર્ય આણવાની ઈચ્છા કરી મહા સરસ્વતિ કે જે સર્વને જ્ઞાન પ્રાપ્ત કરાવ- નારી, કૃપાસાગર, અતિઉદાર અને અજ્ઞાનનો નાશ કરનારી જગન્માતા શ્રી શારદામ્બા છે તેને સ્મરણપૂર્વક વારંવાર વંદન કરૂં છું. એ દેવી આ અસાર સંસાર સમુદ્ર મધ્યે આત્મજ્ઞાનરૂપી સાર દેનારી હોવાથી એ ભગવતીનું નામ શારદા કહેવાય છે. સત્યરૂપે જોતાં એનું સ્વરૂપ નિર્ગુણ છે. પ્રાણીમાત્રના હૃદયમાં પોતાનું સત્યસ્વરૂપ જે હંસ છે તેની ગર્જના કરીને રહી છે, તેથી એ સરસ્વતીનું વાહન હંસ કહે- વાય છે. યોગીલોકો એની ઉપાસના કરે છે, અને એ દેવીના કૃપા- પ્રસાદવડે પોતાના સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપને જાણી પરમાનંદને ભોગવે છે. એ માતા પરમાત્માની મૂળશકિતરૂપ હોવાથી આ નામરૂપ જગપસારાનો ઉભારો પ્રકટ કર્યો છે. એ દેવી સ્વતઃ પોતાના નિર્ગુણ

સ્વરૂપે રહી ચારે વાચાને પ્રકટ કરે છે; છતાં એ માતાને કોઇજ જાણતું નથી એ દેવીનું મૂળ સગુણસ્વરૂપ પ્રણવ છે; તેની અંદરથી એ માતાએ જુદાં જુદાં પચાસસ્વરૂપ ધારણ કરી આ ભ્રાંતિરૂપ જગપસારો ઉત્પન્ન કર્યો છે. તેને સર્વે લોકો સ્વર અને વ્યંજન કરીને કહે છે. એ પચાસ અક્ષરના કોઈપણ સ્વરૂપમાં વધઘટ નહિ હોવાથી એ સરસ્વતી સર્વાંગે સુંદર કહેવાય છે; છતાં એ સ્વરૂપમાં ભ્રાન્તિરૂપ કલ્પના કરી અજ્ઞાનીઓ કલહ કરે છે; તે જોઈ નારદાદિ બ્રહ્મજ્ઞાનીઓ આશ્ચર્ય પામી હસે છે, અને એ ભગવતીના રચેલા માયા ખેલને જુએ છે. એ ભારતી ચારે વાચાથી પર રહી આ જગતંત્ર પસારાને ચલાવે છે, અને તે કારણથી એ ભગવતી મહામાયા કહેવાય છે. પરમાત્માનાં અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ એ પાંચ મૂળતત્ત્વમાં એજ માતા વ્યાપી રહેલી છે. તેની અંદર પ્રથમનાં ત્રણ તત્ત્વોમાં દોષ નહિ આણતાં ખોટાં નામ અને રૂપનો જગપસારો એ દેવીએ ઉભો કર્યો છે; તેથી એ બે નામ રૂપ કલ્પિત કહેવાય છે, એજ કારણથી એ દેવીનાં એ બે તત્ત્વોનો નાશ આપણા જોવામાં આવે છે. એ માતા શીવની અંદર શકિતરૂપે રહેલી છે એમ બોલવું પણ ફોકટ છે કેમકે આ જગત મધ્યે બ્રહ્મ સિવાય બીજી વસ્તુજ નથી. જો બીજી વસ્તુ હોત તો એ દેવી શકિત કહેવાત; તેથી એ માતા સ્વતઃ સચ્ચિદાનંદરૂપ છે. એનો અનુભવ દેહાભિમાન રહિત યોગી લોકોને થાય છે. જ્યાં સુધી અહંમમત્વ છે ત્યાં સુધી એ અનુભવ આપણને આવતો નથી. જે ભકત વાણી વિલાસરૂપ માનાપમાનની ભ્રાન્તિને છોડી એ દેવીની ઉપાસના ધ્યાન ચિંતનવડે કરે છે તેનાપર એ દેવીનો કૃપાપ્રસાદ થાય છે. તે વેળા ભ્રાન્તિરૂપ અજ્ઞાન આવરણનો સમૂળગો નાશ થતાં તે ભકત પોતાના સ્વસ્વરૂપને જાણી બ્રહ્માનંદને ભોગવે છે. હે માતા! આ દાસપર કૃપા કરી તારા સત્યસ્વરૂપને બતાવ, અને આ ગ્રંથને તું પૂર્ણ કરાવ; એ કારણથી હું તને વારંવાર નમસ્કાર કરૂં છું. ॥ ૩ ॥

यत्पादपङ्करुहधूलिधूसरः पूतः समुत्तीर्णभवाम्बुराशिः ।
तं सद्गुरुं शङ्कररूपिणं सदा नारायणानन्दमहं नतोऽस्मि ॥ ४ ॥

सं. टी० । यत्पादपङ्करुहधूलिधूसरः पूतः समुत्तीर्णभवाम्बुराशिरहं कृष्णानन्दस्वामी साक्षाच्छंकररूपिणं नारायणानन्दनामकं सद्गुरुं प्रति सदा नतोऽस्मि ॥ ४ ॥

गु. टी० જે શ્રી સદ્ગુરુના ચરણકમળની અતિપવિત્ર ધૂળનો સંપર્ક થતાંની સાથે અધિકારી ભાવિક મુમુક્ષુ શિષ્ય ત્રિવિધ તાપ પાપથી મુક્ત થઈ સંસાર સમુદ્રની પાર ઉતરી પોતાના સ્વસ્વરૂપાનંદસાગરની લહેરીમાં ડુબી જાય છે એવા મારા શ્રી સદ્ગુરુ જે સાક્ષાત્ શંકરરૂપ શ્રી નારાયણાનંદ સરસ્વતિસ્વામિ મહારાજને હું અતિ આદરપૂર્વક વારંવાર નમસ્કાર કરૂં છું. એ મારા સદ્ગુરુ ભવરૂપ ગજના કાળરૂપ સિંહ છે. જેમનાં એકવારનાં દર્શન થતાં ભવરૂપી ગજ થરથર કાંપે છે; એ કારણથી શ્રી સદ્ગુરુ કાળના પણ કાળ કહેવાય છે. એ ગુરુ શબ્દની અંદર જે ગુકાર છે તે અંધકારરૂપ કહેવાય છે, ને રુકાર અક્ષર સૂર્યના પ્રકાશરૂપ છે. સારાંશ શ્રી સદ્ગુરુ અંધકારરૂપ જ્ઞાનનો નાશ કરી શિષ્યના હૃદયકમળમાં જ્ઞાનરૂપી આત્મજ્યોતિને પ્રકટ કરી બ્રહ્માનંદમાં નિમગ્ન કરે છે. તે વખતે દ્વૈત, અદ્વૈતની અંદર ગુપ્ત થાય છે, અજ્ઞાન, જ્ઞાનની અંદર સમાઈ જાય છે, મન, અમન થાય છે; બુદ્ધિ પોતાનું અભિમાન છોડી અબુદ્ધિમાં મળી જાય છે, પ્રાણ પોતાના અવ્યકતરૂપમાં સમાય છે. એ પ્રસંગે અહંકાર રૂદ્રરૂપને ધારણ કરી વિષયવાસનાના અરણ્યને બાળી પોતાના મૂળ અવ્યકત માયાતત્ત્વમાં જઈને બેસતાંની સાથેજ મનોભંગ અને વાસનાનો ક્ષય થાય છે. તે વખતે ચિત્ત પોતાનું મૂળસ્વરૂપ જે ચૈતન્ય બ્રહ્મસ્વરૂપ તેની અંદર એક સ્વરૂપે થાય છે. તે વેળા આ જગતની ભ્રાન્તિનો માયાપસારો પોતાનું સ્વસ્વરૂપ જે બ્રહ્મ તે સ્વરૂપે જોવામાં આવે છે તે પ્રસંગે બ્રહ્માનંદના સમુદ્ર સિવાય બીજું કાંઈજ દેખાતું નથી. એવી રીતે શ્રી સદ્ગુરુ માઉલી શિષ્યને મરણવિના મારી જીવંત રાખે છે, અને શિષ્યને પોતાના સ્વરૂપે કરે

છે. તે વખતે ગુરૂ શિષ્યભાવનો સમૂળો નાશ થતાં શિષ્યનાં જ્ઞાનરૂપ ચક્ષુ સર્વત્ર એક શ્રી ગુરુસ્વરૂપને જુએ છે. એ જ્ઞાનદૃષ્ટિ શિષ્યને પ્રાપ્ત થતાં "યત્રયત્ર દૃષ્ટિ તત્રતત્ર સમાધિઃ" એવી રીતના સુખનો અનુભવ કરે છે, ત્યાર પછી શરીર રહો અગર જાઓ તેની તેને ચિંતા રહેતી નથી; કારણ કે તે વખતે ભેદભાવ અભેદભાવમાં સમાતાં શ્રી સદ્ગુરુ સિવાય બીજું કાંઈજ જોવામાં આવતું નથી, તેથીજ શ્રી સદ્ગુરુ સાક્ષાત્ શ્રી શંકરરૂપ કહેવાય છે, અને આ શ્લોકમાં શંકરપદની યોજના પણ એટલા માટેજ કરી છે. સત્ય રીતે જોતાં આ જગતની અંદર શ્રી સદ્ગુરુ સિવાય અન્ય વસ્તુજ નથી, તેથી શ્રી સદ્ગુરુ સ્વતઃ શ્રી સચ્ચિદાનંદરૂપ છે. વધારે શું કહું ? શ્રી સદ્ગુરુ સમાન આ જગતમાં બીજી કોઈ વસ્તુ નહિ હોવાથી શ્રી સદ્ગુરુનું અનુપમ સ્વરૂપ કહેવાય છે. એવા મારા શ્રી સદ્ગુરુને વારંવાર આદરપૂર્વક સાષ્ટાંગ નમસ્કાર કરીને માગણી કરૂં છું કે હે ભવહારક ! આપશ્રીનું નિવાસસ્થાન શિષ્યનું હૃદય છે તેથી આ દાસને આપના સત્યસ્વરૂપનો અનુભવ કરાવી આપની જ્ઞાનજ્યોતિને હૃદયકમળમાં પ્રકટ કરો અને આ આરંભ કરેલા ગ્રંથને નિર્વિઘ્ને પૂર્ણ કરાવો, એ કારણથી હું આપને વારંવાર વંદન કરૂં છું. ॥ ૪ ॥

धृत्वा हृदि गुरुरूपं कृष्णानन्देन यतिनायम् ।
अज्ञानतिमिरदीपक इह वै संदीप्यते लोके ॥ ५ ॥

सं. टी० । कृष्णानन्दनामकेन संन्यासिना मया हृदि गुरुरूपं धृत्वायमज्ञानतिमिरदीपकनामको ग्रन्थ इह लोके संदीप्यते ॥ ५ ॥

ગુ. ટી० શ્રી કૃષ્ણાનંદ સરસ્વતિ નામના સંન્યાસી ઉપર પ્રમાણે શ્રી સદ્ગુરુનું ધ્યાનપૂર્વક સ્તવન કરી તે સ્વરૂપને પોતાના હૃદયકમળમાં ધારણ કરી "અજ્ઞાન તિમિર દીપક" નામના ગ્રંથને પ્રકટ કરે છે. આ ગ્રંથ જે કોઈ શ્રી ગુરુભક્ત સાધનચતુષ્ટયઅધિકારી હશે તેનાં અજ્ઞાનરૂપ પડળનો નાશ કરી તેના હૃદયકમળમાં જ્ઞાનરૂપ દીપજ્યોતિ પ્રકટ કરશે. બહારથી જોતાં આ ગ્રંથ અતિ સ્વલ્પ

સરખો દેખાય છે, પણ એની અંદર અતિ ગંભિર તત્ત્વ રહેલું છે, તેથી એનું નિત્ય શ્રવણપૂર્વક મનન કરવું જોઈએ; અને એનું યથાર્થ તાત્પર્ય સમજી નિદિધ્યાસન કરનાર મુમુક્ષુ ભ્રમરકીટ ન્યાય પ્રમાણે બ્રહ્મસ્વરૂપે થાય છે. આ ગ્રંથ કેવળ સંન્યાસ માર્ગ ધારણ કરનારના ઉપયોગનો છે, તે સિવાયનાને એનું સાધન કરતાં આવડતું નથી; એ કારણથી એ ગ્રંથનું નામ "**अज्ञान तिमिर दीपक**" રાખ્યું છે. એની અંદર અધિકારી, સંબંધ, વિષય અને પ્રયોજન એ અનુબંધ ચતુષ્ટય રહેલાં છે. તેમાં આ ગ્રંથનો હેતુ બ્રહ્મજ્ઞાન પ્રકટ કરવાનો છે. એ બ્રહ્મજ્ઞાન વેદાંતશાસ્ત્ર વડે પ્રકટ થાય છે, એનું ફળ મોક્ષ છે, અને તેનો અધિકારી મુમુક્ષુ સંન્યાસી માત્ર છે. ॥ ૫ ॥

**अथ करोमि हिताय नृणामहं स्वमतिरूपमिदं हि निबन्धनम् ।**
**इह यदि स्खलितं च भवेत् क्वचित्तदपि मे कवितां क्षमतां बुधः ॥६॥**

**सं. टी० । अथ कृष्णानन्दस्वाम्यहं नृणां हिताय स्वमतिरूपमिदं निबन्धनं करोमि । इह यदि क्वचित्स्खलनं च भवेत्तदपि मे कवितां क्षमतां बुधः ॥ ६ ॥**

**गु. टी०** આ અજ્ઞાનતિમિરદીપક નામના ગ્રંથનો આરંભ મનુષ્યના હિતને માટે મારી બુદ્ધિ અનુસાર કરૂં છું. એની અંદર કદાચિત્ અશુદ્ધતા અગર કવિત્વમાં ન્યૂનપણું રહ્યું હોય તો તેની પંડિતોએ ક્ષમા કરી આ ગ્રંથનો સ્વીકાર કરવો જોઇએ. એને માટે હું બુદ્ધિમાન સમદર્શિ પંડિતોની પ્રાર્થના કરૂં છું. આ જગ્યાએ કદાચ કોઈ શંકા કાઢે કે જ્યારે ગ્રંથ કરવાનું અથવા ગ્રંથ રચવાનું યથાર્થ સામર્થ્ય ન હોય ત્યારે ગ્રંથ આરંભ કરવાનું શું કામ? તેને માટે કહેવામાં આવે છે. ગરૂડ અને હંસ પક્ષીનું ઉડ્ડીયાન જોઈ શું કાક, કુક્કુટે નહિ ઉડવું? જે પક્ષીની જેવી ગતિ તે પ્રમાણે તે ઉડે છે; તે નિયમે વ્યાસ, વાલ્મિક; શંકરાચાર્ય, શુક્રાચાર્ય અને બૃહસ્પતિ મહારાજની સામે મારી કવિતાની કંઈજ ગણના નથી, છતાં શ્રી સદ્ગુરુના ગુણાનુવાદરૂપ સેવા માટે અને

સ્વહિત પરહિતાર્થે આ ગ્રંથનો આરંભ કરૂં છું એ કારણને સમજી હું બુદ્ધિમાન પંડિતોની પ્રાર્થના કરૂં છું. ॥ ૬ ॥

**इदानीं ब्रुवे ज्ञानमानन्दकन्दं कुरुष्वाशु तद्धृद्गतं वत्सगाढम् ।**
**प्रभूतं परे भक्तिभावं विधाय तथा निर्वृतिं देहगेहांगनासु ॥ ७ ॥**

**सं. टी० । हे शिष्य, अहमानन्दकन्दज्ञानमिदानीं ब्रुवे । हे वत्स त्वं परे प्रभूतं भक्तिभावं विधाय तथा देहगेहांगनासु निर्वृतिं विधायाशु तज्ज्ञानं गाढं हृद्गतं कुरुष्व ॥ ७ ॥**

**ગુ. ટી૦** ગુરુ—હે શિષ્ય ! હવે તું મારા ઉપદેશને એક ચિત્તે શ્રવણ કર. હું તને આ જે જ્ઞાનનો ઉપદેશ કરૂં છું તે કેવળ આનંદનો કંદ છે. જેની અંદર બ્રહ્માનંદ સિવાય અન્ય આનંદ નથી. જે આનંદ એક વખત પ્રાપ્ત થતાં પુનઃ તેનો નાશ થતો નથી; કારણકે એ આનંદનો કોઈજ પ્રતિયોગી નથી. તેથી હે વત્સ ! તું એ આનંદને એક ચિત્તે શ્રવણ કરી હૃદયમાં ધારણ કર. એ જ્ઞાનાનંદ હૃદયકમળમાં સ્થિર રહેવા માટે શ્રી સદ્ગુરૂની અને ઈશ્વરની તન મન અને ધનથી અભેદભાવે સેવા કરવી જોઈએ. એવી રીતે ભક્તિપૂર્વક સેવા કરતાં કરતાં અનાયાસે તેમની પ્રીતિ થાય છે. પ્રથમ ઈશ્વરની ભક્તિ કરતાં તે સદ્ગુરુની ભેટ કરાવે છે, અને સદ્ગુરુની પ્રાપ્તિ થતાં તેમની કૃપા વડે તેને ઈશ્વરસ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. માટે મોક્ષપદની પ્રાપ્તિ માટે શ્રીગુરુ ઈશ્વરની ભકિત એ મુખ્ય સાધન છે. એ ભકિત વડે મુમુક્ષુ શિષ્યની અંદર યથાર્થ રીતે વૈરાગ્ય પ્રકટ થાય છે, ત્યારે તેની અંદરની દેહ, ગેહ, ધન, સ્ત્રી અને પુત્રાદિની મમતાનો અનાયાસે નાશ થાય છે. શ્રુતિ કહે છે કે આત્મજ્ઞાનના સંરક્ષણાર્થે વિત્તૈષણા, દારૈષણા, લોકૈષણા, પુત્રૈષણા અને દેહાભિમાનનો ત્યાગ કરવો જોઈએ, તે સિવાય જ્ઞાનમાર્ગની અંદર પ્રવેશ થઈ શકતો નથી; તેથી તું એ સર્વે વાસનારૂપ મમતાને છોડી આગળ શ્રવણમાં ચિત્ત લગાડ. એ જ્ઞાન મુમુક્ષુ અધિકારી સિવાય બીજા કોઈના ઉપયોગમાં આવતું નથી. ॥ ૭ ॥

नितान्तं हृदि ज्ञानदीपे प्रदीप्ते परिज्ञायते निर्गुणं स्वस्वरूपम् ।
यतः सच्चिदानन्दरूपो हि साक्षी त्वमेवासि सर्वस्य नित्योऽप्यसाक्षी ॥८॥

सं. टी० । हृदि ज्ञानदीपे नितान्तं प्रदीप्ते सति निर्गुणं स्वस्वरूपं परिज्ञायते । यतो हि त्वमेव सर्वस्य साक्षी भूत्वाप्यसाक्ष्यलिप्तो नित्यः कालत्रय एकरूपः सच्चिदानन्दरूपः सत्सत्यरूपश्चिच्चैतन्यस्वरूप आनन्दः सुखस्वरूप एवं ब्रह्मरूपोऽसि ॥ ८ ॥

गु. टी० ગુરુ—હે શિષ્ય ! શ્રીગુરુ ઇશ્વરની કૃપાવડે જ્યારે હૃદયમાં જ્ઞાનરૂપ આનંદકંદ પ્રકટ થાય છે, ત્યારે પોતાનું નિર્ગુણ સ્વરૂપ નિશ્ચયપૂર્વક જાણવામાં આવે છે, અને તુંજ સચ્ચિદાનંદરૂપે થાય છે. એ અદ્વૈત જ્ઞાન પ્રાપ્ત થતાં પ્રથમ તું જે આ જગતને સાક્ષીરૂપે જોતો હતો તે તુંજ સ્વતઃ અસાક્ષી એટલે સ્વતઃસિદ્ધ સત્ ચિત્ આનંદરૂપ થાય છે. એ સ્વરૂપ સર્વત્ર નિત્ય ભરેલું છે, અને તે હુંજ છું એવો અનુભવ પોતે કરે છે; કારણ કે જે જગ્યાએ સાક્ષ એટલે પોતાથી જુદી અન્ય વસ્તુ હોય તો સાક્ષી કહેવાય; પરંતુ આ જગતમાં આત્મા સિવાય અન્ય વસ્તુજ નથી, તેથી આત્મામાં સાક્ષીપણુ લાગુ પડતું નથી. જેમ કુંભાર, મૃત્તિકા, દંડ અને ચક્રની સહાયતા વડે ઘટ ઉત્પન્ન કરે છે, એની અંદર ઉપાદાન અને નિમિત્ત કારણ ભિન્ન ભિન્ન રહેલાં છે, તેમ પરમાત્માએ આ જગત ઉત્પન્ન કર્યું હોત તો તે સાક્ષી કહેવાત; પરંતુ તેવી રીતે જગતની ઉત્પત્તિ નથી. કદાચ તું કહેશે કે માયાએ આ જગત નિર્માણ કર્યું તેથી આત્મા આ જગતનો સાક્ષી છે, પણ એ કહેવું યથાર્થ નથી; કારણ કે માયા શબ્દજ પોતાના સ્વરૂપને અસત્ય કરીને કહે છે. માયા શબ્દમાં "મા" અક્ષર એટલે કંઇજ નહિ, અને "યા" અક્ષર એટલે આ જે કંઇ દેખાય છે તે. સારાંશ આ જે કાંઇ દેખાય છે તે કંઇજ વસ્તુ નથી. તેથી આ જગત કેવળ ખોટો ભ્રાન્તિનો પસારો છે, એવી રીતે એ માયા શબ્દ સિદ્ધ કરી આપે છે, તેથી આત્મામાં સાક્ષ, સાક્ષીપણું લાગુ પડતું નથી. સત્ય રીતે જોતાં આ જગતમાં એક સત્ય સચ્ચિદાનંદરૂપ ભરેલું છે, અને

તેજ તારૂં સત્યસ્વરૂપ છે. કદાચ તું કહેશે કે આ જગત કેવી રીતે ઉત્પન્ન થયું, તેને માટે તું શ્રવણ કર. જેવી રીતે કરોળીઓ પોતાની અંદરથી તંતુ કાઢી તેનું જાળું બનાવી તેની અંદર સ્વેચ્છા પ્રમાણે ક્રીડા કરી પોતાની ઈચ્છામાં આવે ત્યારે તે જાળાંના તંતુને પોતાની અંદર સમાવી સ્વસ્વરૂપે થાય છે, એની અંદર જેમ નિમિત્ત તથા ઉપાદાન કારણ જુદાં જુદાં નથી; તેમ પરમેશ્વર સ્વતઃ નિમિત્ત ઉપાદાનરૂપે થઈ આ જગત નિર્માણ કરે છે; તેથી આત્મા એક સચ્ચિદાનંદરૂપ કહેવાય છે, અને એજ કારણથી આત્મામાં સાક્ષીપણું લાગુ પડતું નથી, એવી રીતે શ્રુતિ કહે છે; તેથી હે શિષ્ય! હુંજ એક નિત્ય સચ્ચિદાનંદરૂપ છું એવો નિશ્ચય કર. ॥ ૮ ॥

समुत्थाय नित्यं सखे प्रातरेव कुरुष्वात्मचिन्तां परित्यज्य मानम् ।
चलं देहमायुश्च बुध्वाप्यसारं भवाम्भोधिदुःखान्यनन्तानि चैव ॥ ९ ॥

सं. टी० । हे सखे त्वं प्रातरेव समुत्थाय मानं परित्यज्य देहमायुश्च चलं बुध्वाऽसार भवाम्भोधिदुःखान्यनन्तानि च बुध्वाऽपि नित्यमात्मचिन्तां कुरुष्व ॥ ९ ॥

ગુ. ટી० ગુરુ—હે સખે! તું નિત્ય પ્રાતઃકાળમાં ઉઠ, અને માનાપમાનને છોડી, દેહ તથા આયુષ્ય ચલિત નાશવાન છે એમ જાણી આ સંસારને અસાર સમજ. એ સંસારસમુદ્રમાં નાના પ્રકારનાં અનંત દુખો છે, તેનો અનુભવપૂર્વક નિશ્ચય કરી એ સંસારિક ઈંદ્રિયજન્ય સુખને છોડી તું પોતાના આત્મસ્વરૂપનું ચિંતન કર. હવે તું પ્રથમ પ્રાતઃકાળને શ્રવણ કર. હે ભાઈ! અજ્ઞાનરૂપ રાત્રીનો અંત, અને જ્ઞાનરૂપ સૂર્યજ્યોતિનો ઉદય, તે સંધીને જ્ઞાની લોક પ્રાતઃકાળ કહે છે. એ અજ્ઞાન અંધકારરૂપ રાત્રીની સમાપ્તિ થઈ એક વેળા જ્ઞાનજ્યોતિરૂપ સૂર્યનો ઉદય થાય છે કે પુનઃ એ જ્ઞાનસૂર્યનો અસ્ત થતો નથી. તેને જ્ઞાની નિત્યપ્રાતઃકાળ એમ કહે છે; એ કારણથી શ્લોકમાં નિત્યપ્રાતઃ શબ્દની યોજના કરવામાં આવી છે. હે ભાઈ! સૂર્યમાં ઉદય અસ્ત નહિ છતાં અજ્ઞાની લોક સૂર્યની અંદર દિવસ રાત્રિની કલ્પના કરે છે, અને સૂર્ય નહિ દેખાતાં કહે છે કે સૂર્યનો

અસ્ત થયો, અને સૂર્ય પુનઃ દેખાતાં કહે છે કે સૂર્યનો ઉદય થયો; એવી રીતે સૂર્યમાં દિવસ રાત્રિની કલ્પના કરે છે, પરંતુ સત્ય રીતે તપાસી જોતાં સૂર્યમાં રાત્રદિવસ નથી; તેવી રીતે આત્મરૂપ જ્ઞાન-જ્યોતિની અંદર અજ્ઞાનરૂપ અંધકાર નથી, તેથી જ્ઞાનીને સાઠે ઘટિકા પ્રાતઃકાળ છે. એ જ્ઞાનજ્યોતિરૂપ આત્મસ્વરૂપના સંરક્ષણાર્થે જ્ઞાનીલોક દેહ, આયુષ્ય, સ્ત્રી, પુત્રપરિવાર અને ધન ઘરબારનો ત્યાગ કરી નિદ્રા, તંદ્રા તથા પ્રમાદને છોડી સદૈવ આત્મચિંતન કરે છે તે નિયમે તું તારા આત્માનું સંરક્ષણ કર. આ ભવસમુદ્રમાં સ્ત્રી નામની મગરી રહેલી છે, પુત્રપરિવાર મચ્છકચ્છરૂપ છે, દેહ ધનાદિ મગરમચ્છરૂપે રહેલાં છે. એ સર્વે મળી આપણને તોડી ખાય છે; એવી રીતનો જેને અનુભવ છે તે જ્ઞાની એ સમુદાયનો સંગ કરતો નથી. એ સર્વનો વિચાર કરી તું એ સંબંધનો ત્યાગ કર. ॥ ૯ ॥

**त्वमेवात्मरूपस्तनोश्चासि साक्षी यतः केवलश्चिद्घनो निर्गुणोऽपि**
**यदप्यस्ति साक्षीत्वचिह्नं विशुद्धं तदस्ति त्वयि श्रेयसो बीजभूतम् १०**

सं. टी० । हे शिष्य त्वमेवात्मरूपो यतः केवलश्चैतन्यघनो निर्गुणो भूत्वा तनोः साक्षि चासि । यदपि साक्षीत्व चिह्नं शुद्ध-मस्ति तदपि त्वयि श्रेयसो बीजभूतमस्ति ॥ १० ॥

ગુ. ટી० ગુરુ—હે શિષ્ય ! તું કેવળ આત્મારામ છે, અને તુંજ તારા ત્રણ દેહનો સાક્ષી છે. તુંજ વિશ્વ, તૈજસ ને પ્રાજ્ઞ છે. હે ભાઇ ! તું તારા સ્થૂલ દેહની જાગ્રત અવસ્થા વખતે વિશ્વ નામક થઈ આ બાહ્ય માયારૂપ જગત પસારાનો અનુભવ કરે છે, તે વખતે મનને જે કંઈ સુખદુઃખ થાય છે તેને તુંજ જાણે છે. જ્યારે લિંગ દેહની અંદર સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે તે વખતે તુંજ તૈજસ નામક થઈ મનના રચેલા ખેલને જુએ છે, અને મનના સુખદુઃખને જાણે છે. અજ્ઞાનરૂપ કારણદેહની અંદર નિદ્રાવસ્થાને પ્રાપ્ત થતાં તુંજ પ્રાજ્ઞ નામક થઈ મન ઈત્યાદિના જડપણાનો અનુભવ કરે છે; એ કારણથી તું ત્રણ દેહનો સાક્ષી કહેવાય છે; એટલુંજ નહિ પણ તુંજ વિરાટ, હિરણ્યગર્ભ અને અવ્યક્ત એ સમષ્ટિ ઈશ્વરના દેહનો

પણ સાક્ષી છે. હે ભાઈ! વ્યષ્ટિ ઉપાધિવડે તું જીવ કહેવાય છે, અને સમષ્ટિ ઉપાધિવડે તુંજ ઈશ્વર કહેવાય છે. એવી રીતનો જે કાંઈ ભેદ દેખાય છે તેનું કારણ માયાઉપાધિ છે. એટલાજ માટે તારી અંદર સાક્ષીપણાની કલ્પના કરવામાં આવી છે. એ વ્યષ્ટિ સમષ્ટિ દેહની અંદર જે જે કાંઈ થાય છે તેને તુંજ જુએ જાણે છે. હે ભાઈ! દેહ, મન, બુદ્ધિ ઈત્યાદિની અવસ્થા વારંવાર ફરતી દેખાય છે પરંતુ તારા સ્વરૂપમાં કંઈજ વધઘટ થતી નથી, તેથી તું કેવળ ચૈતન્યઘન કહેવાય છે. જેમ સોનીની એરણ પર રાત્રદિવસ હજારો અલંકારની ભાંજઘડ થવા છતાં તેને તેનો સંપર્ક સુદ્ધાં થતો નથી તેમ આત્માપર આ ત્રણ દેહ અને સર્વ જગતની ઘડભાંજ થવા છતાં તેને તેનો બીલકુલ સંપર્ક થતો નથી, તેથી આત્મા ચૈતન્યઘન કહેવાય છે. એ આત્માનું સ્વરૂપ નિર્ગુણ હોવાથી તેને આ જગતનાં નામ રૂપની ઉપાધિ કેવી રીતે લાગી શકે? તેનો તુંજ વિચાર કર. એવી રીતે તારા સાક્ષીપણાનો ત્રણે કાળમાં નાશ ન થવાથી એ આત્મસ્વરૂપ વિશુદ્ધ કહેવાય છે. સૂક્ષ્મદૃષ્ટિ વડે તપાસી જોતાં તારી અંદર તારૂંજ સચ્ચિદાનંદરૂપ શ્રેયસ્કર છે, અને એજ સર્વની વિશ્રાન્તિનું સ્થાન કહેવાય છે, તથા એજ તારૂં સત્ય સ્વરૂપ આ જગતનું મૂળ બીજ છે એમ જાણ. ॥ ૧૦ ॥

**सुनिश्चित्य साक्षीत्वरूपं तु पूर्वं ततो मुञ्चमानं स्वदेहादिकानाम् ।**
**सुनिर्धारितं तत्पुनर्निर्विकल्पं तवैवास्ति रूपं सखे चिन्तय त्वं ॥ ११ ॥**

**सं. टी० । पूर्वं साक्षीत्वरूपं तु सुनिश्चित्य ततस्त्वं स्वदेहादिकानां मानं मुञ्च । यत् पुनर्निर्विकल्पं निर्धारितं तद्रूपं तवैवास्ति इति हे सखे त्वं चिन्तय ॥ ११ ॥**

**ગુ. ટી०** ગુરુ—હે વત્સ! આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરવા માટે પ્રથમ અભ્યાસના આરંભમાં ઉત્કૃષ્ટ વૈરાગ્ય ધારણ કર્યા પછી અભ્યાસ કર. તે સિવાય કરોડો વર્ષ પર્યંત શ્રવણાદિ અભ્યાસ કરવા છતાં એ સ્વરૂપમાં પ્રવેશ કરી શકાતો નથી. એને માટે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે **संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वा**

न शोषत: ॥ मनसैवेंद्रियग्रामं विनियम्य समन्तत: ॥ असंशयं महाबाहो मनोदुर्निग्रहं चलम् ॥ अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ હે ભાઈ! એ મન અતિ દુર્જય છે; પરંતુ મનુષ્ય જેમ ધીમે ધીમે સિંહને વશ કરી તેની પાસે પોતાનું કામ કરાવે છે, તેવી રીતે અભ્યાસ અને દૃઢ વૈરાગ્યવડે ધીમે ધીમે એ મન વશ થાય છે. તેથી એ આત્મપ્રાપ્તિના અભ્યાસના આરંભમાં હું દેહથી વેગળો દેહનો સાક્ષી છું એવો પ્રથમ નિશ્ચય કર. હવે જ્યારે દેહજ હું નથી, ત્યારે આ દેહના સુખ માટે દેહથી જુદાં આગંતુક સ્ત્રી, પુત્ર, પરિવાર અને ઘર ધનાદિ મારે શું કામ જોઈએ એનો તું વિચાર કરી જો, અને એજ કારણથી શ્લોકમાં દેહાદિ શબ્દની યોજના કરી છે. તેથી તું એ સર્વને છોડી માનાપમાન અને અહંતા મમતારૂપ અભિમાનનો ત્યાગ કરી પૂર્વે જે તને આત્મસ્વરૂપ બતાવ્યું તેનો નિશ્ચય કર. જેની અંદર મનાદિ કલ્પનાનો પ્રવેશ સુદ્ધાં નથી એવી રીતનું આત્માનું નિર્ગુણ, ભેદ રહિત નિર્વિકલ્પ સ્વરૂપ છે. તે સ્વરૂપ હુંજ છું એવો નિશ્ચય કરી તે સ્વરૂપનું તું રાત્રદિવસ અખંડ તૈલધારા પ્રમાણે ધ્યાન ચિંતન કર. ॥ ११ ॥

न त्वं देहो नेन्द्रियाणां गणस्त्वं नोजीवस्त्वं नैव चत्वं मनोऽपि ।
वत्स त्वं वै नो नरोनैव नारी आत्मा साक्षी चिद्घनो नित्यरूप: ॥१२॥

सं. टी. हे वत्स त्वं देहोनासि। त्वमिन्द्रियाणां गणो न त्वं जीवो न त्वं मनोऽपि न त्वं नरो न त्वं नारी नासि। तर्हि त्वमेतेषां साक्षी चैतन्यघनो नित्य आत्मासि ॥ १२ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય! તું દેહત્રય નથી, તું ઇંદ્રિયોનો સમુદાય નથી, તું મનાદિ નથી, તું જીવ નથી, તું સ્ત્રી નથી, તું પુરૂષ નથી. એ ઉપરથી તું કહેશે કે ત્યારે હું કોણ? હે ભાઈ! તું એ સર્વે સમુદાયનો સાક્ષી ચૈતન્યઘન અવિનાશી આત્મા છે. હવે તું પ્રથમ દેહના સ્વરૂપને શ્રવણ કર. જે પ્રથમ નહિ છતાં ઉત્પન્ન થઈ દહન થાય છે, તેને દેહ નામ આપવામાં આવ્યું છે. આ સ્થળ દેહ માતાપિતાના શરીરના અશુદ્ધ તત્ત્વથી ઉત્પન્ન થયો

છે. એ ઉત્પન્ન થનારો દેહ પ્રથમ અન્નદ્વારે પિતાના શરીરમાં આવી ત્રણ માસ પર્યંત રેતરૂપે રહે છે. એ રેતની પરિપકવ દશા થતાં પિતાના શરીરને કામાગ્નિવડે અતિ તપાયમાન કરી સ્ત્રી વિષયભોગ-રૂપી કામાનાને ઉત્પન્ન કરી બહુજ ત્રાસ આપે છે, અને માતાના ઋતુશ્રાવના અતિનિંદિત અશુદ્ધ રક્તરૂપ તત્વમાં આવવા માટે માતાને કામાગ્નિવડે અતિ તપાવી તેના ચિત્તને વિહ્‌વળ કરી નહિ ઈચ્છવા છતાં વિષયકામનાને ઉત્પન્ન કરે છે. એ દેહ ઈશ્વરતંત્રે જે સ્ત્રી પુરૂષના નિમિત્તે ઉત્પન્ન થવાનો હોય તેનો સંબંધ કરાવી મિથુનદ્વારે પિતાના શરીરમાંથી ચિત્ર પ્રમાણે ચિત્રાઈ બહાર નીકળી માતાના શરીરમાં પ્રવેશ કરી અશુદ્ધ રૂધિર સાથે મળી પ્રથમ પરપોટારૂપે થઈ ધીમે ધીમે સાત માસે સર્વ લક્ષણ યુકત શરીરરૂપે તૈયાર થાય છે. એ વખતે હૃદયકમળનો વિકાસ થતાં તેની અંદર બ્રહ્મરંધ્રદ્વારે વિશિષ્ટ ચૈતન્યનો પ્રકાશ પડતાં પૂર્વે કરેલાં કર્મોનું સ્મરણ થવાથી અતિ દુઃખી થાય છે. એ દેહનું ઉત્પત્તિસ્થાન માતાની કુખની અંદર રહેલું મળમૂત્ર છે. તેની અંદર ઉંધે મસ્તકે રહે છે, અને જઠરાગ્નિ તથા માતાની દુર્ગંધીના યોગે અતિ તપાય-માન થઈ ઈશ્વરસ્મરણ કરે છે. છેવટે એ શરીર દશમે માસે માતાની યોનીદ્વારે કીડા પ્રમાણે બહાર આવે છે. એવી રીતનો અશુદ્ધ તત્ત્વ અને અશુદ્ધ સ્થાનમાં એ દેહ ઉત્પન્ન થયેલો હોવાથી સદૈવ દુર્ગંધ મારે છે. અરે તું વિચાર કર કે માણસ ઉત્તમ પકવાન્ન, ઉત્તમ સ્વાદિષ્ટ ફળફળાદિ, અને કેસર, કસ્તુરી, બરાસ, અમર જેવી અતિસુગંધિ આપનારી વસ્તુનું ભક્ષણ કરતાં તે પદા-ર્થને એ દેહ એવો દુર્ગંધીમય કરી નાંખે છે કે તેના સામું જોવાનું મન પણ થતું નથી અને તેને લોકો વિષ્ટા કહી તેની નિંદા કરે છે એવો આ શરીર સંગતનો સ્વભાવ છે. એ દેહને ધારણ કરી રાખતાં હે મન તને લાજ કેમ નથી આવતી ? એ સ્થૂળ દેહની અંદર અસ્થિ, માંસ, રૂધિર, મેદ, મજ્યા અને મળમૂત્રાદિ ભરેલું છે. એનું પોષણ અન્નાદિવડે થાય છે, અન્ન નહિ મળતાં સૂકાય છે, અને છેવટે ક્ષીણ થઈ નાશ પામે છે, તેથી એનું નામ શરીર કહેવાય

છે. એ આત્માનું કિલ્લાકોટરૂપી પ્રથમ ઘર કહેવાય છે. એ શરીર પંચભૂતના પચીશ તત્ત્વનું પંચીકરણ થઈ ઉત્પન્ન થયેલું છે, અને એ ષડવિકારવાન છે તેથી એની શુદ્ધિ કદાપિ કોઈપણ ઉપાયે થતી નથી. એ સ્થૂળદેહ કેવળ નિંદાને પાત્ર છે, તેથી કોઈ એની નિંદા કરે તેમાં તારૂં શું ગયું? માટે તું એની નિંદાસ્તુતિના અભિમાનને છોડી દે. વળી એ કેવળ દગડા સરખો જડ હોવાથી એનું વજન આપણને દેખાય છે, અને એને જેમ રાખે તેમ રહે છે એનો અનુભવ નિંદ્રા સમયે સર્વને આવે છે. હવે તું આત્માનું બીજું ઘર જે લિંગદેહ તેના સ્વરૂપને શ્રવણ કર. એ લિંગદેહ પંચભૂતોના અપંચીકૃત તત્ત્વમાંથી ઉત્પન્ન થયો છે, તેથી એ લિંગદેહ વાસનારૂપ છે. એનું સ્વરૂપ અતિસૂક્ષ્મ હોવાથી એને સૂક્ષ્મદેહ પણ કહે છે. એ લિંગદેહ સ્થૂળદેહને અંતર બહાર વ્યાપીને રહેલો હોવાથી ચૈતન્ય સરખો દેખાય છે, અને સ્થૂળદેહની સહાયતાવડે પોતાનો સર્વ વ્યાપાર કરે છે. સ્થૂળદેહમાં જે જે ક્રિયા થાય છે તે સર્વે લિંગદેહ કરાવે છે. હવે તું આત્માનું ત્રીજું ઘર જેને કારણદેહ કહે છે તેના સ્વરૂપને શ્રવણ કર. આ કારણદેહ અજ્ઞાનરૂપ હોવાથી આત્માના સત્યસ્વરૂપને ભૂલાવી અજ્ઞાનરૂપ અંધકારમાં ભ્રમિત કરે છે તે વખતે પ્રાણીમાત્રને નિદ્રા આવે છે. એ કારણદેહ સ્થૂળ તથા સૂક્ષ્મદેહને વ્યાપીને રહેલો છે, અને એ બંને દેહનું કારણ હોવાથી એને કારણદેહ કહે છે. એવી રીતે ઘરની અંદર ઘર કરી આત્મા સદૈવ ક્રીડા કરે છે. એના ઉપર ચોથો જ્ઞાનરૂપ મહાકારણદેહ છે. તે સમષ્ટિબુદ્ધિરૂપ હોવાથી એનું જેને જ્ઞાન થાય છે તે સર્વજ્ઞપણાને પામે છે, અને એ કારણથી તે ત્રિકાલદર્શી કહેવાય છે. એ આ જગતનું મૂળ કહેવાય છે, એને કોઈએક વીરલો પુરૂષ જાણે છે. સ્થૂળદેહની જાગ્રતાવસ્થા, નેત્રસ્થાન અને સ્થૂળભોગ છે. સૂક્ષ્મદેહની સ્વપ્નાવસ્થા, કંઠસ્થાન અને પ્રવિવિક્તભોગ છે. કારણદેહની નિદ્રાવસ્થા, હૃદયસ્થાન અને આનંદભોગ છે. એ ત્રણ થકી વિલક્ષણ ચોથો મહાકારણદેહ છે તેનું મૂર્દ્ધિનસ્થાન, જ્ઞાનાવસ્થા અને જ્ઞેયભોગ છે. પ્રથમના ત્રણ દેહ

અજ્ઞાને ઉત્પન્ન કર્યા છે, અને ચોથો મહાકારણદેહ જ્ઞાનરૂપ છે. એને અનુભવી જ્ઞાનીજ જાણે છે. એવી રીતે જ્ઞાન અને અજ્ઞાને મળી રજ્જુસર્પવત્ આ દેહ અને જગત નિર્માણ કર્યું છે. તેમાં જ્ઞાનને પુરૂષ કરીને કહે છે, અને અજ્ઞાનને પ્રકૃતિ કરીને કહે છે. એ બંને આ જગતનું કારણ છે. સ્થૂલ દેહની અંદર પંચભૂતના આકાશ તત્ત્વથી કામ, ક્રોધ, લોભ મોહ અને ભય ઉત્પન્ન થયાં છે; વાયુ તત્ત્વમાંથી પંચ પ્રાણ અને પંચ ઉપપ્રાણ ઉત્પન્ન થયા છે, તેના વડે શરીરમાં ધાવન, વલણ, પ્રસરણ, આકુંચન અને નિરોધન વગેરે થાય છે; તેજની અંદરથી ક્ષુધા, તૃષા, આળસ, નિદ્રા અને મૈથુન ઉત્પન્ન થયાં છે; જળની અંદરથી લાળ, મૂત્ર, શોણિત, મજ્જા અને રેત ઉત્પન્ન થયાં છે; પૃથ્વીની અંદરથી અસ્થિ, નાડી, માંસ, ત્વક્ અને રોમ ઉત્પન્ન થયાં છે, અપંચીકૃત સૂક્ષ્મદેહની અંદર અંતઃકરણચતુષ્ટય, પંચ પ્રાણ, પંચ કર્મેંદ્રિય, પંચ જ્ઞાનેંદ્રિય અને પંચભૂતના મૂળકારણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ સર્વે સૂક્ષ્મ વાસનારૂપે રહેલાં હોવાથીસ્થૂલ દેહના જાગ્રત વ્યવહારના સરખો સ્વપ્નાવસ્થાનો વ્યવહાર જોવામાં આવે છે. કારણદેહમાં તમરૂપ અજ્ઞાન હોવાથી ત્યાં એ બંને દેહના વ્યવહારનો લય જોવામાં આવે છે. ત્યાં કેવળ અજ્ઞાન હોવાથી એ અજ્ઞાને આત્માની ભ્રાન્તિ પાડી છે; તેથી એ ત્રણે દેહના અજ્ઞાન અભિમાનનો મહાકારણદેહના જ્ઞાનવડે નાશ કરી, છેવટે એ જ્ઞાનને પણ છોડી દેવું. જ્યાંસુધી એ જ્ઞાનદેહ છે ત્યાંસુધી તું સાક્ષી કહેવાય છે, અને જ્યારે એ જ્ઞાન મૂળ સ્વરૂપમાં સમાય છે, ત્યારે તું કેવળ ચૈતન્યઘન કે જે તારૂં સ્વસ્વરૂપ છે તે સ્વરૂપે થાય છે. ત્યાર પછી તારા સત્ય સ્વરૂપ વિના બીજું કાંઈજ તારા જોવામાં આવશે નહિ. જેમ ડોહોળાએલા મલિન જળમાં નિર્મળીનાં બીજના કલ્કને નાંખતાં પ્રથમ તે જળની અંદરના મળને નીચે બેસાડી છેવટે તે કલ્ક પણ નીચે જઈને બેસે છે, અને કેવળ શુદ્ધજળ આપણા જોવામાં આવે છે; અથવા શરદઋતુ આવતાં જળની અંદરનો મળ આપોઆપ તળીએ જઈ બેસે છે;

તેમ જ્ઞાનવડે પ્રથમ અજ્ઞાન આવરણનો નાશ થઈ છેવટે તે જ્ઞાન પણ આત્મસ્વરૂપમાં સમાય છે. તે વખતે આ જગતની ભ્રાન્તિ અને દેહાભિમાન આપોઆપ નષ્ટ થતાં તું જ સચ્ચિદાનંદરૂપે થાય છે; તેથી તું જીવ નથી, તેમ દેહેંદ્રિય કે મનાદિ કોઈજ વસ્તુ તું નથી, તારી અંદર સ્ત્રી, પુરૂષ, જાતિ, વર્ણ, ગોત્રાદિ જે કંઈ ઉપાધિ જોવામાં આવે છે તે નાટક પ્રમાણે સ્થૂલદેહનો વેશ છે, અને એનું અભિમાન ધરનાર અહંકારરૂપ જીવ છે. એનો તું પ્રથમ યથાર્થ રીતે વિચાર કર, અને હું, તું, અથવા મારૂં, તારૂં છોડી હું કેવળ સચ્ચિદાનંદરૂપ છું એવો નિશ્ચય કર. ॥ ૧૨ ॥

देहत्रयमपि मिथ्या स्थूलं सूक्ष्मं च कारणं वापि ।
पञ्चभिरेतैः कोशैर्दृश्यं मायासमुद्भूतम् ॥ १३ ॥

सं. टी. । स्थूलं सूक्ष्मं कारणं च वापि देहत्रयमप्येतैः पञ्चभिः कोशैर्दृश्यं मायासमुद्भूतं मिथ्यास्ति ॥ १३ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય! એવી રીતે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહ માયાના પંચભૂતમાંથી ઉત્પન્ન થયા છે, તેથી એ માયાનું કાર્ય મિથ્યા કહેવાય છે. હે ભાઇ! જેને અવ્યકત અથવા માયા કહે છે તેમાંથી ત્રણ ગુણ ઉત્પન્ન થયા છે. તેમાં સત્વગુણાભિમાની વિષ્ણુ કહેવાય છે, રજોગુણાભિમાની બ્રહ્મા કહેવાય છે અને તમોગુણાભિમાની રૂદ્ર કહેવાય છે. તેનેજ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ કહે છે, એમાં વિરાટ અભિમાની બ્રહ્મા છે, હિરણ્યગર્ભ અભિમાની વિષ્ણુ છે અને અવ્યક્ત અભિમાની રૂદ્ર છે. બ્રહ્મા જગત નિર્માણ કરે છે, વિષ્ણુ જગતનું પાલન કરે છે, અને રૂદ્ર જગતનો સંહાર કરે છે. એવી રીતની ઉપાધિ અને કાર્યકારણભેદવડે એ ત્રણે એક છતાં જુદાં જુદાં નામથી ઓળખાય છે. એ માયાના સત્વ-ગુણમાંથી અંતઃકરણ ચતુષ્ટય જેને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર કહે છે તે ઉત્પન્ન થયાં છે, માયાના રજોગુણમાંથી પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન ને સમાન એ પંચપ્રાણ અને શ્રોત્ર, ત્વક્, ચક્ષુ,

જિહ્વા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિયો મળી દશ ઉત્પન્ન થયાં, અને તમોગુણમાંથી પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશ એ પંચભૂત અને વાક્, પાણિ, પાદ, ગુદા અને શિશ્ન એ પાંચ કર્મેદ્રિયો મળી દશ ઉત્પન્ન થયાં. એવી રીતે માયાના ત્રણ ગુણમાંથી પંચ મહાભૂત, અંતઃકરણ ચતુષ્ટય, પંચપ્રાણ, પંચજ્ઞાનેદ્રિયઅને પંચકર્મેદ્રિય ઉત્પન્ન થઈ આ ત્રણે દેહને ચલાવે છે. એવી રીતે હોવાથી એ અજ્ઞાનરૂપ માયાના આવરણનો નાશ થતાં એ ત્રણ દેહ ઉત્પન્ન થતા નથી, તેથી એ દેહ મિથ્યા કહેવાય છે. વળી એ ત્રણ દેહની અંદર પાંચ કોશ રહેલા છે, તેને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય; અને આનંદમય કરીને કહે છે. સ્થૂલદેહની અંદર એક અન્નમયકોશ રહેલો છે, લિંગદેહની અંદર પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણ કોશ રહેલા છે, અને કારણદેહની અંદર આનંદમયકોશ રહેલો છે, એવી રીતે એ પાંચકોશ આ દેહની અંદર છે. આ દેખાતા સ્થૂલદેહને અન્નમયકોશ કહે છે, એ પ્રથમ નગરના કોટરૂપે રહી સર્વનું રક્ષણ કરે છે. એ કોશ અન્નથી ઉત્પન્ન થયેલો હોવાથી અન્ન મળતાં તેજસ્વી દેખાય છે અને અન્ન નહિ મળતાં અથવા કમી મળતાં કૃશ દેખાય છે. એવી રીતનો એ વિકારી હોવાથી એ કોશ આત્મા કેવી રીતે થઈ શકે ? વળી છેવટે એનો નાશ થયેલો પ્રત્યક્ષ જોવામાં આવે છે તેથી એ આત્મા થઈ શકતો નથી. હે ભાઈ ! એ અન્નમયકોશની અંદર લિંગશરીર રહેલું છે તે રાજાના મહેલ અથવા ઘરરૂપે છે તેની અંદર સર્વને ધારણ કરીને રહેનારો પ્રથમ પ્રાણમયકોશ રહેલો છે. તેનું સ્વરૂપ પંચપ્રાણરૂપ છે. એ ત્રણે દેહનું સંરક્ષણ કરે છે, અને દેહની અંદર રહી સર્વે દેહ, ઇંદ્રિયના વ્યાપારને ચલાવે છે. એનું સ્વરૂપ અવ્યક્ત છે તેથી એ જડ જોવામાં આવે છે, એવો જડ પ્રાણમયકોશ આત્મા કેવી રીતે થઈ શકે ? એ પ્રાણમયકોશની અંદર મનોમયકોશ રહેલો છે. તે પ્રાણની સહાયતાથી સંકલ્પવિકલ્પ કરી ગમે ત્યાં ભટકે છે, અને આ જગતના વ્યાપારનો અનુભવ લે છે અને સુખદુઃખનો પોકાર કરે છે. એ મન, અન્નના સૂક્ષ્મ તત્ત્વથી ઉત્પન્ન

થયેલું હોવાથી અન્ન મળતાં શરીરમાં રહી આનંદપૂર્વક કામ કરે છે અને અન્ન નહિ મળતાં એ મન કામ કરતું નથી. તેથી એ વિકારી મન આત્મા કેવી રીતે થઈ શકે ? એ મનોમયકોશની અંદર વિજ્ઞાનમય કોશ રહેલો છે તેનું સ્વરૂપ બુદ્ધિ છે. એ બુદ્ધિ, પ્રાણ અને મનનું તાદાત્મ્ય કરી મનના સંકલ્પવિકલ્પનો નિશ્ચય કરે છે, તે નિયમે મન, ઈંદ્રિય ઈત્યાદિ પોતપોતાનું કામ કરે છે. એ બુદ્ધિનું સ્વરૂપ ક્ષણિક નાશવાન હોવાથી એ વિજ્ઞાનમયકોશ આત્મા થઈ શકતો નથી. હવે તું આનંદમયકોશને શ્રવણ કર. જેમ મહેલની અંદર રાજાને પૂર્ણાનંદ ભોગવવાનું આનંદસ્થાન હોય છે તેની અંદર જઈ રાજા પોતાની રાણી સાથે વિલાસ કરે છે. તે વખતે તે બહારની સર્વે વસ્તુને ભૂલી જઈ તે આનંદ લે છે. તે પ્રમાણે આ લિંગદેહ-રૂપ મહેલની અંદર જીવના આનંદ ભોગવવાના સ્થાનને આનંદમય-કોશ કહે છે. તેની અંદર અહંકાર પોતાની બુદ્ધિરૂપી રાણી સાથે મોદ પ્રમોદ નામનો આનંદ ભોગવે છે અને નિદ્રાસુખને લે છે. તે વખતે અહંકારને સર્વની વિસર પડતાં શરીર વ્યાપાર ચાલતો નથી. જેમ રાજા નગર રચના કરી પ્રસંગોપાત તે તે આનંદનો અનુભવ લે છે તેમ અહંકાર આ ત્રણ દેહના આનંદનો અનુભવ કરે છે એવી રીતે એ અહંકાર કારણશરીરમાં આનંદમયકોશરૂપે રહી સર્વે આનંદને ભોગવે છે. એ અહંકાર માયાનું પ્રથમ કાર્ય હોવાથી અતિ બળવાન છે. તેથી જ્યાં ત્યાં હું અને મારૂં તારૂં અથવા હું તું ને તે એવી ત્રિપુટી ઉત્પન્ન કરી આ જગવ્યાપાર ચલાવે છે. જ્યાં-સુધી જ્ઞાનવડે એ અહંકારનો સમૂળો નાશ ન થાય ત્યાંસુધી પ્રાણી-માત્રની પાછળ જન્મમરણ એકસરખી રીતે લાગી રહે છે. એ અહં-કારનું સ્વરૂપ જડ છે; પરંતુ આત્માની સંનિધ રહેવાથી ચૈતન્ય સરખો દેખાય છે. એનો સાક્ષી આત્મા છે. એ અહંકાર કદાપિ આત્મા થઈ શકતો નથી; કારણ કે એ અહંકારનું જડ સ્વરૂપ નિદ્રાની અંદર આપણને પ્રત્યક્ષ દેખાય છે. એવી રીતે એ પંચકોશ અને ત્રણ દેહ માયાનું કાર્ય છે. એની અંદર આત્માનું ચૈતન્ય રહેલું છે, તેને એ પંચકોશથી જુદું કરી પોતાના આત્મસ્વરૂપને

જાણવું અને જોવું. જેમ તલવાર મ્યાનની અંદર રહેલી હોવાથી દેખાતી નથી તેમ આત્મતત્ત્વ પંચકોશની અંદર રહેલું હોવાથી દેખાતું નથી, તેને જુદું પાડીને તું જો. ॥ ૧૩ ॥

तस्यापि त्वं द्रष्टा ह्यविनाशी चापि कूटस्थः ।
प्रत्यात्मनि स्थितोऽपि नित्यः शुद्धश्च शिष्य त्वम् ॥ १४ ॥

सं. टी० । हे शिष्य त्वं तस्यापि द्रष्टाऽविनाशी कूटस्थोऽपि त्वं प्रत्यात्मनि स्थितोऽपि नित्यः शुद्धश्चासि ॥ १४ ॥

गु. टी. ગુરુ—હે શિષ્ય ! તું ત્રણ દેહ અને પંચકોશથી જુદો અને એ સર્વે જડ સમુદાયનો દ્રષ્ટા હોવાથી એ ત્રણ દેહ અને તેની ત્રણે અવસ્થાને જાણે છે. એવી રીતે તારૂં સ્વરૂપ એ જડ સમુદાયથી જુદું હોવાથી જ્યારે દેહાભિમાન જાય ત્યારે એ જડ સમુદાયનાં કરેલાં પાપપુણ્યનો તને સંબંધ થતો નથી. હે ભાઈ ! તું અવિનાશી કૂટસ્થ હોવાથી તને માયાનો સંપર્ક થતો નથી; એટલુંજ નહિ પણ તું પ્રત્યેક વસ્તુમાં આત્મારૂપે હોવાથી તું સર્વવ્યાપી, નિત્ય, શુદ્ધ, બુદ્ધ ને મુક્તરૂપ છે એવો નિશ્ચય કર. ॥ ૧૪ ॥

परित्यज्य नानात्मकंसंशयं वै विहायाशु संस्पर्शनं त्वं जडानाम् ।
सुनिर्धारय प्रत्यगात्मस्वरूपं यतः प्रत्यगात्मा विशुद्धः सदैव ॥ १५ ॥

सं. टी० । नानात्मकं संशयं परित्यज्य जडानां संस्पर्शनं परित्यज्य यतः प्रत्यगात्मा सदैवशुद्धोऽस्ति स त्वं प्रत्यगात्मरूपं सुनिर्धारय ॥ १५ ॥

गु. टी. ગુરુ—હે શિષ્ય ! નાના ભેદરૂપ સંશયનો પરિત્યાગ કર, અને સર્વે દેહાદિ જડસમુદાયનો સંગ છોડી પ્રથમ તું પ્રત્યગાત્મસ્વરૂપનો નિશ્ચય કર. તે કેવળ શુદ્ધ સ્વરૂપ સદૈવ અખંડ કાયમ રહેવાવાળું મારૂંજ સ્વરૂપ છે એવો તું નિર્ધાર કર. હે ભાઈ ! હવે તું એ ભેદના નાના પ્રકારના સ્વરૂપને એક ચિત્તે શ્રવણ કર.

જેનું શ્રવણ કરતાં તારા અંદરની સંશયરૂપ ભ્રાન્તિ જઇ અનાયાસે આપોઆપ જ્ઞાનજ્યોતિનો પ્રકાશ પ્રકટ થશે. ત્યાર પછી આત્મચિન્ત્વન કરવામાં વિઘ્ન આવશે નહિ. વૈશેષિક મતવાદી કહે છે કે આત્મા હિરણ્યગર્ભ અથવા પ્રાણ છે અને ઈશ્વર તટસ્થરૂપે રહેલો છે. લોકાયતિક ચાર્વાકાદિ કહે છે કે પંચભૂતનાપર આત્માનો આરોપ હોવાથી શરીરંજ આત્મા છે. એ સિવાય અન્ય વસ્તુ નથી; તેથી મૃત્યુ એજ મુક્તિ છે, એ કેવલ નાસ્તિક મત છે, સાંખ્ય મતવાદી કહે છે કે સત્વ, રજ, તમોગુણાત્મક આત્મા છે; શૈવમતવાદી આત્મા, અવિદ્યા અને શીવ એ ત્રણ તત્ત્વને આત્મા માને છે; અંશમતવાદી વિશ્વ તૈજસાદિ અનેક અંશરૂપ આત્મા છે એમ કહે છે; વાત્સ્યાયન કામશાસ્ત્રી આત્માને સ્ત્રીવિષયભોગરૂપ માને છે; પૌરાણિક ભૂ: ભુવ: સ્વ એ ત્રણ લોકને આત્મા માને છે; દેવતાકાંડનો અભ્યાસ કરનારા વૈદિક અગ્નિ, ઈંદ્ર ઈત્યાદિ દેવતા કર્મફળ દેનારા છે માટે તેજ આત્મા છે, એમ માને છે; ચાર વેદનું અધ્યયન કરનારા વૈદિક ચાર વેદ આ જગતનું કારણ છે એમ કહી તેને આત્મા માને છે: બોધાયનપ્રભૃતિ યજ્ઞવેત્તા જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ સૃષ્ટિનું કારણ કહી યજ્ઞને આત્મા માને છે; સાંખ્યશાસ્ત્રી આત્મા કર્તા છે પણ ભોકતા નથી એમ કહે છે; સૂપકાર પાકશાસ્ત્રાદિ અન્નપાનાદિ પદાર્થ સૃષ્ટિનું કારણ છે, માટે તેને આત્મા માને છે; ઉત્ક્રાંતિવાદી અણુ પરિણામને આત્મા માને છે; નાસ્તિકવાદી આત્માને સ્થૂલ કહે છે અને કહે છે કે દેહને હુંપદવડે ઓળખવામાં આવે છે માટે આત્મા સ્થૂળ છે; આગમ જાણનાર મંત્ર, તંત્રશાસ્ત્રી ત્રિશૂળધારી શંકર અથવા ચક્રધારી વિષ્ણુ એવા મૂર્તિસ્વરૂપને આત્મા માને છે, શૂન્યવાદી સ્વભાવશૂન્યને આત્મા માને છે, એટલે છેવટ કંઈજ નથી તેથી આત્માનું સ્વરૂપ શૂન્યરૂપ છે એમ માને છે; જ્યોતિષશાસ્ત્રી કાળને આત્મા માને છે, ધાતુવાદી, મંત્રવાદી અને રસાયનશાસ્ત્રી તે તે વાદને આત્મા માને છે; સ્વરોદયશાસ્ત્રી પ્રાણ, અપાનાદિની ગતિ જોઈ આચરણ કરે છે તેથી તે લોકો દિશાને આત્મા માને છે; ચૌદ લોક જાણનારા ભૂગોલકશાસ્ત્રી ભુવનને આત્મા માને છે, લોકાયતન નાસ્તિકવાદી મનને આત્મા

કહે છે; બૌદ્ધમતવાદી બુદ્ધિને આત્મા કહે છે; કેટલાક બૌદ્ધમતવાદી ચિત્તને આત્મા માને છે, મીમાંસકશાસ્ત્રી ધર્મ, અધર્મ એજ પરમ પુરૂષાર્થ છે એમ કહી આત્માને કર્ત્તા ભોકતા માને છે; સાંખ્ય પ્રધાનવાદી પ્રધાન, મહત્, અહંકાર, મન, પંચભૂતની પંચતન્માત્રા, પંચજ્ઞાનેંદ્રિય, પંચકર્મેંદ્રિય અને પંચમહાભૂત મળી ચોવીશ તત્ત્વને જગતનું કારણ કહે છે; એક સાંખ્યવાદી પ્રધાન, અને પ્રકૃતિની વિકૃતિ સાત જેને મહત્તત્વ, અહંકાર અને પંચભૂતની પંચતન્માત્રા કરીને કહે છે તે, અને પ્રકૃતિના સોળવિકાર જે પંચમહાભૂત, પંચજ્ઞાનેંદ્રિય, પંચકર્મેંદ્રિય અને મન મળી ચોવીશ તત્ત્વ અને પચીશમો પુરૂષ એને આત્મા માને છે, અથવા જગતનું કારણ કહે છે; સાંખ્યપતંજલિ યોગશાસ્ત્રી એ પચીશ તત્ત્વમાં ઈશ્વર અવશ્ય જોઇએ એમ કહે છે; પાશૂપતમતવાદી એ તત્ત્વમાં રાગદ્વેષાદિગુણ અધિક મેળવી એકત્રીશ તત્ત્વથી જગતની ઉત્પત્તિ થઈ છે એમ કહે છે; કેટલાક મતવાદી અનંત તત્ત્વમળી જગત ઉત્પન્ન થયું છે એમ કહે છે; રાજ્યકારસ્થાની લોક લોકોનાં મન રંજન કરવાં એજ જગતનું મુખ્ય તત્ત્વ છે એમ કહે છે; દક્ષપ્રભૃતિ આત્મવેત્તા વર્ણાશ્રમ અને આચારને જગતનું મુખ્ય તત્ત્વ કહે છે; વ્યાકરણશાસ્ત્રી પુરૂષ, સ્ત્રી અને નપુંસકાદિ લિંગને જગતનું મુખ્ય તત્ત્વ માને છે; અર્ધવટવેદાન્તી શ્રેષ્ટ અને કનિષ્ટ એ બ્રહ્મ છે એમ કહે છે; પૌરાણિકની અંદર કેટલાક ઉત્પત્તિને કેટલાક સ્થિતિને અને કેટલાક લયને જગતનું મૂળ કારણ માને છે; એવી રીતે ઉપર બતાવેલા શાસ્ત્રવેત્તા અને એ સિવાયના અનેક પ્રકારના મતવાદી લોક પોત-પોતાની કલ્પનાના બળવડે જુદી જુદી કલ્પના કરી પોતપોતાનો મત સ્થાપન કરવાનો પ્રયાસ કરે છે ખરા; પરંતુ એ લોકોનો સિદ્ધાંત છેવટ આત્મજ્ઞાનની અંદર ઉપયોગમાં આવતો નથી, કારણ કે આત્માનું ખરૂં તત્ત્વ એ લોકોના હાથમાં આવ્યું નથી, તેથી એ લોકોનો જન્મમરણરૂપ સંસારનો ફેરો મટતો નથી. જેને જેને પોતપોતાના ગુરૂએ જે જે તત્ત્વનો ઉપદેશ કર્યો હોય તે તે તત્ત્વને તે લોકો પોતાનો આત્મા માની તેનું સંરક્ષણ કરે છે, અને તેનું

ચિત્ત તે સ્વરૂપે થઈ તેમાં આનંદ માની તે તત્ત્વને શરણ૰ થાય છે. એ પ્રમાણે પ્રત્યેક ઉપાસકને તે તે તત્ત્વ પોતાના આત્મા-રૂપે જોવામાં આવે છે. સારાંશકે એ નાના પ્રકારના મતભેદ મનઃ-કલ્પિત હોવાથી અસત્ છે; એ કારણથી તેનો ત્યાગ કરી તું તારૂં શુદ્ધસ્વરૂપ જે સચ્ચિદાનંદરૂપ છે તેનો નિશ્ચય કરી તે ચૈતન્યઘન આત્માનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરી તે સ્વરૂપને જોઈ તે તત્ત્વરૂપે તું થા; ત્યાર પછી તારી અંદર સંશયનું કારણ રહેશે નહિ. ॥ ૧૫ ॥

जगत्सत्तया भासते सत्यवत्ते ह्यसत्यं तथापि त्वदाभासकेन ।
अतस्त्वं हि सत्योऽसिनान्यस्तदस्ति यतः सत्स्वरूपो विनात्वां न कश्चित् ॥ १६ ॥

सं. टी० । ह्यसत्यं जगत्ते सत्तया तथापि त्वदाभासकेन सत्यवद्भासते । यतस्त्वां विना कश्चिसत्स्वरूपो नास्ति हि त्वदन्यो नास्ति। अतस्त्वं सत्योऽसि ॥ १६ ॥

गु. टी० આ અસત્ જગત તારી સત્તાથકી અને તારા આભાસ-વડે સત્ય સરખું દેખાય છે, તેથી સત્ય રીતે જોતાં એની અંદર તુંજ સત્યરૂપ છે. તારા સિવાય આ જગતની અંદર બીજું કાંઈજ નથી; તેથી તુંજ સત્ય છે એમ નિશ્ચય જાણ. હવે તું આ દેખાતા જગતના સ્વરૂપને શ્રવણ કર. જેવી રીતે સ્વપ્ન અને માયા અસત્ છતાં અજ્ઞાનીને સત્રૂપે દેખાય છે, અને ગંધર્વનગર જોતાંજોતાંમાં નહિ સરખું દેખાય છે; તેવી રીતે આ જગતરચનાનું સ્વરૂપ છે એમ તું જાણ. હે ભાઈ! આપણે કોઈ વખત તૃપ્તિ પર્યંત ઉત્તમ પ્રકારનાં પકવાન્નાદિ ખાઈને સૂતા, અને નિદ્રાના પ્રસંગમાં એકાએક સ્વપ્ન આવતાં સ્વપ્નામાં આપણે ભૂખ્યા થઈ ઘરોઘર ભીખ માગીએ છીએ છતાં તે પ્રસંગે કોઈ ખાવાનું આપતું નથી તેથી અતિ દુઃખી થઈ રડીએ છીએ; કોઈ વખત સ્વપ્નામાં કાશી ઇત્યાદિ તીર્થો પર દેવનાં દર્શન, પૂજન, ગંગાસ્નાન, દાનાદિ કરી ત્યાંની લીલા જોઈ આનંદ માનીએ છીએ; સ્વપ્નામાં કોઈ વખત આપણે ઐરાવત

હાથીના પર બેસી ઇંદ્રાદિનું સુખ ભોગવીએ છીએ; કોઈ વખત સ્વપ્નામાં રાજાનો વૈભવ ભોગવીએ છીએ; કોઈ વખત સ્વપ્નામાં મનગમતી સ્રી સાથે ભોગ કરી આનંદ માનીએ છીએ; એવી રીતની નાના પ્રકારની સ્વપ્નલીલા તે તે વસ્તુ નહિ છતાં આત્મજ્યોતિના પ્રકાશવડે આપણને અનુભવમાં આવે છે. તે વખતે મન તે તે કલ્પનાનું સ્વરૂપ ધારણ કરી પોતે તેનો અનુભવ કરે છે. એ સ્વપ્નાનો અનુભવ પ્રત્યક્ષ રીતે કરવા છતાં જાગ્રતિ વખતે તે ખોટો જોવા જાણવામાં આવે છે; તેવી રીતે આત્મા આ જગતરચનાની લીલાને ઉત્પન્ન કરે છે; જેમ કોઈ એક ગારૂડી પોતાની ગારૂડીમાયાવડે આકાશની અંદર વાડી બનાવી તેમાં નાના પ્રકારનાં ફળ, ફૂલસહિત વૃક્ષ, વેલી, નગર, તેની અંદર સુંદર હાટ, નાના પ્રકારની વસ્તુ, તેને વેચનાર વ્યાપારી, રાજારાણીસહિતરાજમહેલ, તેની અંદર વૈભવ ભોગવવાનાં નાના પ્રકારનાં સ્થાનો બતાવી લોકોને મોહિત કરે છે, અને તેને અજ્ઞાનીબાળ સત્ય કરીને માને છે; અથવા હાલ પાશ્ચાત્ય દેશના લોકોએ ઉત્પન્ન કરેલો સીનેમાનો નાટક તેં જોયો હશે. એ ખેલ માયાવી ગારૂડીની વિદ્યા કહેવાય છે, એની અંદર દીવો, પટી, તાર અને કપડાંનો પડદો એ મુખ્ય વસ્તુ છે, તેમાં પાણીવડે ભીંજવેલા પડદાપર નાના પ્રકારનાં નગર, વાડી, બગીચા, રાજ્યભવન, નદી, સરોવર, ગિરિ, સમુદ્ર, અરણ્ય, પરસ્પર યુદ્ધ, મૃત્યુ પામેલાં મનુષ્ય, તોપાદિનો ધુમાડો, રાજા, રાણી, તેમની સભા, એમાંનું કાંઈજ નહિ છતાં આપણને તે પ્રત્યક્ષ દેખાય છે; એવી રીતે પૂર્વે રાક્ષસો નાના પ્રકારના ખેલ સર્વને બતાવતા હતા જેનું વર્ણન પુરાણાદિમાં કરેલું છે; પરંતુ એ સર્વે પ્રત્યક્ષ દેખાતો ખેલ ખોટો છે. એ ખોટા નાટકની રચનાને રચનાર પોતાની લીલાને જોઈ આનંદ માને છે, અને સામાને બતાવી તેને મોહિત કરે છે; તેવી રીતે આ દેખાતા જગપ્રપંચનો ખોટો ખેલ તેંજ ઉત્પન્ન કર્યો છે. જેમ સંધ્યાકાળે સૂર્યાસ્ત સમયે વાદળાંની નાના પ્રકારની રચના કોઈ એક વખત જોવામાં આવે છે, અને જોતાં જોતાંમાં નષ્ટ થઈ જાય છે તેને ગંધર્વ નગર કહે છે; તેવી રીતે આ જગતખેલ આત્મ-

માયાનો હોવાથી તે ઉત્પન્ન થઇ નષ્ટ થાય છે. એ સર્વે મનરચનાનો ખેલ હોવાથી મન પ્રમાણે તેની ઉત્પત્તિ તથા નાશ જોવામાં આવે છે. એની અંદર કેવળ તારૂં સચ્ચિદાનંદ સ્વરૂપ સત્ય છે, અને તે સિવાય જે કાંઇ જોવામાં કે જાણવામાં આવે છે તે સર્વે અસત્ છે; તેથી તું તારા સત્યસ્વરૂપને જાણી, જોઇ સર્વે ઉપાધિને છોડી સ્વસ્વરૂપનો નિશ્ચય કર. ॥ ૧૬ ॥

**कोऽहं न वास्मीति मनोवितर्कं मा त्वं कृथा वत्स कदापि चित्ते ।**
**तिसृष्ववस्थास्वपि भेदशून्यः सद्रुप एवासि यतः स्वयं त्वम् ॥ १७ ॥**

**सं. टी. । हे शिष्य, अहं कोऽस्मि वा नास्मि इति त्वं कदापि मनोवितर्कं मा कृथाः । यतस्त्वमेव जाग्रत्स्वप्नसुषुप्ति रूपासु तिसृष्व-व्य वस्थासु भेदशून्यः सद्रुपोऽसि ॥ १७ ॥**

ગુ ટી. ગુરુ—હે શિષ્ય ! હું કોણ અથવા કાંઈજ નહિ એવો વિચાર મનની અંદર કદાપિ તું લાવીશ નહિ; કારણ કે તુંજ જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનો જાણનારો ભેદ રહિત સત્રૂપ છે. હે ભાઈ ! હું કોણ અગર નહિ એવો જે મનને સંશય થાય છે તેનું કારણ માયાનું આવરણ છે. એ આવરણ બે પ્રકારનું છે. (૧) અસદાવરણ, (૨) અભાનાવરણ--અસદાવરણવડે બ્રહ્મ નથી એમ કહે છે અને અભાનાવરણવડે બ્રહ્મ એક અથવા અનેક હશે, તેનું સ્વરૂપ નાનું અગર મોટું હશે, આત્માનું સ્વરૂપ મોટું હશે તો તે શરીરમાં કેવી રીતે રહ્યું હશે, અને નાનું હશે તો શરીરમાં કેવી રીતે વ્યાપીને રહ્યું હશે, જીવ અનેક હોવા જોઈએ, અને તે પ્રત્યેક શરીરમાં જુદો જુદો હોવો જોઈએ. એ પ્રમાણે ન હોય તો પ્રત્યેક શરીરનો વહેવાર કેવી રીતે ચાલી શકે ? આત્માને એક માનતાં એક શરીરને દુઃખ થતાં સર્વે શરીરને દુઃખ થવું જોઈએ, અને એકને જ્ઞાન થતાં સર્વેને જ્ઞાન થવું જોઈએ; એવી રીતના નાના પ્રકારના સંશય થાય છે. હવે તું એ સંશય માટે સાંભળ. હે ભાઈ! જો આ જગતનું કારણ બ્રહ્મ ન હોય તો આ જગત કોની

સત્તાવડે જોવામાં આવે તેનો તુંજ વિચાર કર. કદાચ તું કહેશે કે એ ગારૂડીની માયા સરખો ખોટો ભાસ છે, અથવા મૃગજળ પ્રમાણે દેખાય છે. એ તારૂં કહેવું ઠીક છે. જેમ ગારૂડીની માયાનું કારણ ગારૂડી છે; અથવા મૃગજળનું કારણ સૂર્યનાં કિરણ છે. તેવી રીતે આ જગતનું કારણ બ્રહ્મ છે એમ તું જાણ. કારણ સિવાય કાર્ય ઉત્પન્ન થઈ શકતું નથી. પ્રત્યેક કાર્ય માત્રમાં નિમિત્ત કારણ હોવું જોઈએ, પછી તે ખરૂં હોય કે ખોટું હોય. તે ન્યાયે જોતાં જગતનું મૂળકારણ બ્રહ્મ છે. હવે તું અભાનાવરણના સંશય માટે સાંભળ. હે વત્સ! બ્રહ્મ એક છતાં અનેક સરખું ભાસે છે તેનું કારણ ઉપાધિભેદ છે. જેમ અગ્નિ એક છતાં કાષ્ટ ઉપાધિવડે અનેકરૂપે નાના પ્રકારનો દેખાય છે, અને કાષ્ટ ઉપાધિ નષ્ટ થતાં તે પોતાના એક મૂળસ્વરૂપે થાય છે; તેમ શરીર ઉપાધિવડે બ્રહ્મ અનેકરૂપે ભાસે છે. હવે એ બ્રહ્મના નાના મોટા સ્વરૂપ માટે તું સાંભળ. જો વસ્તુનું સ્વરૂપ સગુણ હોય તો તેમાં નાના મોટાપણાનું માપ કરી શકાય, અને તેને નાની મોટી કરીને બોલવામાં આવે; પરંતુ આત્માનું સ્વરૂપ નિર્ગુણ સર્વવ્યાપી હોવાથી તેના સ્વરૂપનું કોણ કેવી રીતે માપ કરી શકે, અને નાનું મોટું કહી શકે? તેથી બ્રહ્મનું સ્વરૂપ અનિર્વાચ્ય છે, અને તે એક સર્વત્ર સમાન ભરેલું છે. કદાચ તું કહેશે કે બ્રહ્મ સર્વવ્યાપી છે, ત્યારે આ પરિછિન્ન શરીરમાં કેવી રીતે રહી શકે, તેને માટે શ્રવણ કર. જેવી રીતે આકાશ સર્વ વસ્તુની અંદર ને બહાર વ્યાપીને રહેલું છે; તેવી રીતે આત્મા સર્વની અંદર ને બહાર વ્યાપીને રહેલો છે; એ કારણથી બ્રહ્મને સર્વ કરતાં મોટાપણાની ઉપમા આપી છે. શ્રુતિએ આત્માને સર્વ કરતાં નાનો બાલાગ્રશતભાગ કરીને કહ્યો છે, તે ન્યાયશાસ્ત્રના સિદ્ધાંતના ખંડન માટે છે. ન્યાયશાસ્ત્ર જગતની ઉત્પત્તિનું કારણ અણુ, રેણુ અને ત્રસરેણુની કલ્પના કરીને બતાવે છે, તેના ખંડનાર્થે આત્માનું સ્વરૂપ તેના કરતાં નાનું બતાવ્યું છે. હે ભાઈ! નિર્ગુણ વસ્તુ કરતાં આ જગતમાં બીજી કોઈજ વસ્તુ નાની નથી; એ કારણથી શ્રુતિએ આત્માને નાનો કહ્યો છે.

જેવી રીતે હોળીનો અગ્નિ અને તેની અંદરથી બહાર પડતા સ્ફુલિંગ અથવા તણુખા, તે હોળીના અગ્નિ કરતાં જુદા અને અનેક જોવામાં આવે છે; તેવી રીતે આત્મા વ્યષ્ટિ, સમષ્ટિ ઉપાધિભેદે નાનો મોટો દેખાય છે. જેમ હોળીની કાષ્ટઉપાધિનો નાશ થતાં તે અગ્નિનું મોટાપણું જોવામાં આવતું નથી, અને સ્ફુલિંગો અથવા તણુખાની અંદરની નાની કાષ્ટ ઉપાધિનો નાશ થતાં તેનું નાનાપણું જોવામાં આવતું નથી; તેમ આત્માના નાનામોટા અને અનેકપણાને માટે તું જાણ. શ્રુતિએ જે અનેક જીવ કહ્યા છે તે અજ્ઞાનીને આત્મસ્વરૂપની સમજણ પાડવા માટે છે. એ ઉપરથી જૈન મતવાદી આત્માને નાનો મોટો અને સંકુચન, વિકાસન કરીને કહે છે, અને કહે છે કે આત્મા નાના શરીરમાં પ્રવેશ કરતી વખતે નાનો થાય છે, અને તેજ આત્મા મોટા શરીરમાં પ્રવેશ કરતી વખતે મોટો થાય છે. જો એવી રીતનો આત્મા સ્વરૂપે સગુણ હોય તો તેનો નાશ થવો જોઈએ; પરંતુ એ લોકો આત્માનો નાશ કહેતા નથી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે એ લોકોને આત્માની ખબર પડી નથી. કદાચ, તું કહેશે કે આત્મા એક છતાં અનેક દેહનો વ્યવહાર કરી શકે છે, માટે તે અનેક હોવા જોઈએ, તેને માટે શ્રવણ કર. જેમ સૂર્ય એક અને સર્વ કરતાં વેગળો હોવા છતાં પ્રાણીમાત્રના ચક્ષુનો પ્રકાશ કરે છે; તેમ આત્મા સર્વ દેહનો પ્રકાશ કરે છે. હવે તું સર્વ શરીરની અંદર આત્મા એક હોવાથી એકને સુખ અગર દુઃખ થતાં સર્વને તે સુખ અગર દુઃખ થવુંજ જોઈએ; અથવા એકનું કરેલું પાપ પુણ્ય સર્વને લાગુ પડવું જોઈએ તેને માટે શ્રવણ કર. જેમ એક ઘડો ધૂળ, ધુમાડા વડે મલીન થતાં તેનો દોષ બીજા ઘટને લાગુ પડતો નથી; અથવા એક ઘટ ફુટતાં તેની સાથે બીજો ઘટ ફુટતો નથી, તેમ એક દેહનું સુખ દુઃખ અથવા પાપપુણ્ય અને મરણાદિધર્મ બીજા દેહને સંબંધ કરી શકતા નથી, તેમ એકને જ્ઞાન થતાં બીજાને જ્ઞાન થતું નથી; એનું કારણ દેહ ઉપાધિ છે. જેમ ઘટાદિ ઉપાધિનો સંબંધ આકાશને નથી, તેમ દેહઉપાધિનો સંબંધ આત્માને નથી. તેથી આત્મા એક,

નિર્ગુણ, અવ્યય અને સત્‌સ્વરૂપ કહેવાય છે. એ આત્મા દેહની ત્રણ અવસ્થા કરતાં જુદો ભેદશૂન્ય છે એમ જાણી તેનું ધ્યાનચિંતન કર. હવે તું દેહની ત્રણ અવસ્થાના સ્વરૂપને શ્રવણ કર. જેમ મંદ અંધકારની અંદર પડેલી રજ્જુ એટલે દોરીના પર સર્પાદિકની ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે તેને રજ્જુસર્પ કરીને કહે છે એ દેખાવનું કારણ મિથ્યાજ્ઞાન છે. એ મિથ્યાજ્ઞાને દોરીના સત્યસ્વરૂપને આચ્છાદન કરી તેનાપર સર્પની વિપરીત કલ્પના ઉત્પન્ન કરવાથી તે સર્પનો ભય માની આપણે તેને મારવા અથવા પકડવા માટે નાના પ્રકારનાં સાધનો એકઠાં કરી તે ભય દૂર કરવાનો મોટો પ્રયાસ કરીએ છીએ, તેનું નામ વિપરીત જ્ઞાન છે. એ મિથ્યાજ્ઞાને અને વિપરીત જ્ઞાને મળીને આત્માના સત્યસ્વરૂપનું આચ્છાદન કરી ત્રણ દેહની ત્રણ અવસ્થાને ઉત્પન્ન કરી આ જગપસારો જે નામરૂપે દેખાય છે તેની અંદર ભ્રાન્તિ ઉત્પન્ન કરાવી, હર્ષ, શોક, સુખ અને દુઃખાદિ મનના ધર્મો ઉત્પન્ન કર્યા. એનેજ સર્વે પરમાત્માની આવરણ, વિક્ષેપશક્તિ કરીને કહે છે. એ આવરણ અને વિક્ષેપશક્તિ ઈશ્વર અને જ્ઞાની પુરૂષ સિવાય બીજા તમામને આ ભવસમુદ્રમાં ડુબાવી ભ્રમણ કરાવે છે. હે ભાઈ ! કારણ દેહની અંદર એકલું આવરણ એટલે અજ્ઞાન રહેલું હોવાથી તે મિથ્યાજ્ઞાનરૂપ અંધકારે આત્માના સ્વરૂપને આચ્છાદન કરવાથી નિદ્રા સમયે કંઇજ દેખાતું નથી. એ અજ્ઞાન આવરણમાં વિક્ષેપ મળતાં એ બંનેએ મળીને સ્વપ્ન, જાગૃતઅવસ્થા ઉત્પન્ન કરી આ ભવભ્રમણની રચના કરી છે. તેથી એ અવસ્થા પ્રાપ્ત થતાં આ જગત આત્મસ્વરૂપ છતાં આપણને નાના પ્રકારનું જોવામાં આવે છે, અને મન એ સંસારપસારાને જોઇ તેના સુખદુઃખનો પોકાર કરે છે. નિદ્રા વખતે તમોગુણ હોવાથી મનને મૂઢત્વ પ્રાપ્ત થતાં તે વખતે તેને કંઈજ દેખાતું નથી. સ્વપ્ન વખતે મન સત્વગુણી હોવાથી આત્મસ્વરૂપના પ્રકાશની સહાયતાથી કંઈજ નહિ છતાં મન સ્વતઃ સંકલ્પ માત્રે અનેક સ્વરૂપને ધારણ કરી તે સ્વરૂપનો પોતે અનુભવ કરી વિનાકારણ સુખદુઃખ ભોગવે છે. એ સુખદુઃખનું કારણ વિપરીત જ્ઞાન છે. એ મન, જાગ્રત અવસ્થા વખતે રજોગુણી થઇ

સ્થૂલ ઈંદ્રિયોદ્વારા નેત્રની સહાયતાથી વિપરીત જ્ઞાનવડે દેખાતી બાહ્ય વસ્તુનો અનુભવ કરી સ્વપ્ન પ્રમાણે સુખદુ:ખને ભોગવે છે. એ જાગ્રત અવસ્થાના પ્રત્યેક દેખાતા પદાર્થ પણ મનઃ કલ્પિત છે; કારણ જે જે પદાર્થને જોઈ મન પોતાની અંદર જેવી કલ્પના કરે છે તે પ્રમાણે તે પદાર્થ તેને તે નામરૂપે દેખાય છે તેથી જાગૃત અવસ્થા પણ સ્વપ્ન સમાન છે. કારણ કે જાગ્રત અવસ્થામાં પણ મન જે પદાર્થને જુએ નહિ તે પદાર્થ આપણી સમીપ હોવા છતાં દેખાતો નથી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે જાગૃત અવસ્થાનું કારણ મન છે. કદાચ તું કહેશે કે જાગ્રત વખતે પદાર્થ પ્રત્યક્ષ દેખાય છે, અને મન તેનો અનુભવ કરે છે, તેને માટે તું શ્રવણ કર. હે ભાઈ! જેવી રીતે જાગ્રતમાં પદાર્થનો પ્રત્યક્ષ અનુભવ આવે છે, તેવી રીતે સ્વપ્ન વખતે પણ તે તે પદાર્થનો મન પ્રત્યક્ષ અનુભવ કરે છે. જેમ જાગૃત વખતે આપણે સ્વપ્નાના ખેલને ખોટો કહીએ છીએ તેમ જ્ઞાનીને જ્ઞાનોત્તર કાળે જાગૃતનો વ્યવહાર ખોટો દેખાય છે, અથવા નિદ્રાની અંદર એ અનુભવ કરેલો સર્વ વ્યવહાર આપણને ખોટો દેખાય છે. એમાં જાગ્રત, સ્વપ્નને ખોટું કહે છે અને નિદ્રા જાગ્રતને ખોટી કહે છે, તેવી રીતે જાગ્રત, સ્વપ્ન તથા નિદ્રાને ખોટી કહે છે. સારાંશ કે પરસ્પર એ ત્રણે અવસ્થા એક બીજાને ખોટી કહે છે, તેથી જાગૃત વખતે સ્વપ્ન નથી, સ્વપ્ન વખતે જાગૃત નથી, અને એ બંને અવસ્થા વખતે નિદ્રા નથી, અથવા એ નિદ્રા વખતે જાગૃત, સ્વપ્ન નથી. એજ નિયમે જ્ઞાનીની અંદર એ ત્રણે અવસ્થા નથી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે એ સર્વને જાણનારો અને સર્વનો અનુભવ કરનારો ભેદશૂન્ય એકજ આત્મા છે, અને તેજ તારૂં સત્યસ્વરૂપ છે તેનો તુંજ અનુભવ કર. ॥ ૧૭ ॥

**असत्यदेहादिगणं च पश्यत्यतोऽविनाशी खलु तत्स्वरूपः ।**
**अबाध्यमानः स हि सर्वकाले ह्यतोसि सद्रूपक एव नित्यः ॥ १८ ॥**

**सं. टी० । हि तत्स्वरूप आत्माऽविनाशी सन्नसत्यदेहादिगणं च खलु पश्यति । हि स आत्मा सर्वकाल अबाध्यमानोऽस्ति । अत एव त्वं सद्रूप उत नित्योसि ॥ १८ ॥**

શ્રુ. ટી. ગુરુ—હે શિષ્ય ! પ્રથમ સચ્ચિદાનંદના સત્પદને માટે કહેવામાં આવે છે તે તું સાંભળ. દેહ અને દેહના ઇંદ્રિયાદિ સમુદાયને તું અસત્ય કરીને જાણ, અને એ સમુદાયની અંદર રહેલા અવિનાશી તત્ત્વને તું ઓળખી લે. એ તત્ત્વ ત્રણે કાળની અંદર બાધરહિત છે. તે કારણથી નિત્ય તારૂં એક સદ્રૂપ સ્વરૂપ છે એમ નિશ્ચય કર. પાછળના શ્લોકમાં તને ત્રણ દેહ અને તેની ત્રણ અવસ્થાનું અસત્યપણું બતાવ્યું, હવે તું ઇંદ્રિયગણાદિના સ્વરૂપને શ્રવણ કર. આ સંબંધી શ્રુતિએ અજ્ઞાનીને સમજ પડવા માટે જે સંવાદ કહ્યો છે તેજ હું તને કહું છું. સૃષ્ટિના આરંભમાં વિરંચિએ પ્રથમ દેવ અને અન્નપાનાદિ ઉત્પન્ન કરી દેવને જ્ઞાનનો ઉપદેશ કર્યો. તે શ્રવણ કરી દેવો કહે છે કે હે ભગવાન ! અમને એ જ્ઞાનમાર્ગ પસંદ પડતો નથી, તેથી અમને વિષયાનંદ ભોગવવાના સ્થાનની રચના કરી આપો. તે શ્રવણ કરી વિરંચિએ અંડજ, સ્વેદાદિ અનેક પ્રાણી ઉત્પન્ન કર્યાં. તે જોઇ દેવ બોલ્યા, એ સ્થાન અમને પસંદ પડતું નથી, ત્યારબાદ વિરંચિએ ઉદ્ભિજ ઉત્પન્ન કરી તેની સાથે જરાયુજ પ્રાણીની અંદર બે ખરીવાળાં ગાય, ભેંસાદિ અનેક પ્રાણી ઉત્પન્ન કર્યાં, તે જોઈ દેવ બોલ્યા. હે દેવ ! એ સ્થાન અમને પસંદ નથી, તે સાંભળી એક ખરીનાં ઘોડા, ઉંટ, ગર્દભાદિ અનેક પશુ૰ ઉત્પન્ન કર્યાં. તે પણ દેવોને વિહારાર્થે નાપસંદ પડતાં દેવો કહે છે કે હે ભગવાન ! અમો સર્વે દેવોને માટે એકજ વિહારસ્થાન કરી આપવું જોઇએ. તે સાંભળી પરમેશ્વરે પ્રથમ મનુષ્યની અંદર પુરૂષ ઉત્પન્ન કર્યાં. તે સ્વરૂપને જોઈ દેવોને મોટો આનંદ ઉત્પન્ન થયો, અને સર્વે દેવોએ પુરૂષના શરીરમાં પ્રવેશ કરી પરમેશ્વરની પ્રાર્થના કરી કે હે ભગવાન ! એ પુરૂષની અંદર પૂર્ણત્વ આણવું જોઈએ; કારણ કે આ પુરૂષશરીર એકલું હોવાથી એ આકાશના સરખું શૂન્ય દેખાય છે. એ એકલાથી આ જગવ્યવહાર ચાલી શકે નહિ, તે સાંભળી વિરંચિએ સ્ત્રી ઉત્પન્ન કરી. એ સ્ત્રી પુરૂષનું જોડું જોઇ દેવોને અત્યાનંદ પ્રાપ્ત થયો. એવી રીતે ઉત્પત્તિ હોવાથી સ્ત્રી ક્ષેત્રરૂપ કહેવાય છે ને પુરૂષ ક્ષેત્રજ્ઞ અથવા

બીજરૂપ કહેવાય છે. એ કારણથી સ્ત્રીના ઉપર પુરૂષની માલીકી છે. જેમ ક્ષેત્ર પોતાનું સ્થાન છોડી શકતું નથી, પણ બીજ પોતાનું સ્થાન છોડી ગમે ત્યાં જાય છે; તેમ સ્ત્રીએ પોતાનો એક પતિ છોડી બીજો પતિ કરવો નહિ એમ વેદે કહ્યું છે, અને પુરૂષને બીજી સ્ત્રી કરવી હોય તો કરવી એવી આજ્ઞા આપી છે. એવી રીતે હોવાથી પુરૂષ સ્વતંત્ર છે, અને સ્ત્રી પરતંત્ર છે, તેથી પુરૂષનો અધિકાર અને બુદ્ધિ સ્ત્રીના કરતાં વિશેષ જોવામાં આવે છે, અને તેથી સ્ત્રીનું નામ અબળા કહેવાય છે; વળી પુરૂષના કામના દેવતા સ્ત્રી છે, અને સ્ત્રીના કામના દેવતા પુરૂષ છે; તેથી એક બીજાને જોતાંની સાથે પરસ્પરની અંદર પ્રેમ ઉત્પન્ન થાય છે. એવી રીતે પરમેશ્વરે આ જગતની રચના કરી છે. તે દિવસથી આજસુધી દેવો વિષયના અરણ્યનું સેવન કરવા છતાં વિષયથી તૃપ્ત થયા નથી. હવે તું એ વિષય ભોગવનાર સર્વે ઇંદ્રિયોના દેવતાને શ્રવણ કર. શ્રોત્રની અંદર દિશા નામના દેવતા છે, ત્વચામાં વાયુ દેવતા છે, નાકમાં પૃથ્વી અથવા અશ્વિનિકુમાર દેવતા છે, વાણીની અંદર અગ્નિ દેવતા રહી ચારે વાચાના આનંદને ભોગવે છે, હાથમાં ઇન્દ્ર દેવતા રહી લેવાદેવાનુ કામ કરે છે, પાદમાં વામન દેવતા રહી વિચરે છે, ગુદામાં મૃત્યુદેવતા છે, ઉપસ્થમાં પ્રજાપતિ નામના દેવતા રહી સ્ત્રીનો આનંદ લે છે, મનના દેવતા ચંદ્ર છે, બુદ્ધિના દેવતા બૃહસ્પતિ છે, અહંકારના રૂદ્ર દેવતા છે, ચિત્તના દેવતા ક્ષેત્રજ્ઞ અથવા નારાયણ છે, રજોગુણના દેવતા બ્રહ્મા, સત્વગુણના દેવતા વિષ્ણુ અને તમોના દેવતા રૂદ્ર છે. એવી રીતે દેવતાઓ શરીરમાં રહી સર્વે ભોગોને ભોગવે છે, તેથી મનુષ્ય દેવતાઓનાં પશુ કહેવાય છે. એ દેવતાઓએ મનુષ્યપશુને વાણીરૂપ નાથ ઘાલી છે, અને નામરૂપ દોરાવડે સર્વેને બાંધી દીધાં છે. એ દેવતાઓ સ્થૂલશરીરની સ્થૂલઇન્દ્રિયોમાં રહી બાહ્ય વિષયોનો અનુભવ લે છે, તેને જાગૃત અવસ્થા કહે છે. લિંગદેહમાં રહી વાસનારૂપે તે તે ભોગોનો અનુભવ લે છે તેને સ્વપ્ન કરીને કહે છે. એ ભોગ ભોગવતાં ઇન્દ્રિયાદિ શ્રમિત થતાં મનાદિને મૂઢતા આવે છે, તેથી તે વખતે તે વિશ્રાન્તિ લે છે તેને સર્વે નિદ્રાવસ્થા કહે છે, અને શ્રમ દૂર થતાં પુનઃ

સાવધ થઈ પૂર્વવત્ વ્યવહાર કરે છે. એ સર્વેની ઉત્પત્તિ હોવાથી એ જડસમુદાય નાશવાન કહેવાય છે. એવી રીતે એ ઉત્પત્તિ વિનાશવાન હોવાથી તે તારૂં સ્વરૂપ નથી; પરંતુ તું એ સર્વ જડસમુદાયના વ્યવહારને તેનાથી પર રહી જોનારો સાક્ષીરૂપ હોવાથી તારૂં સત્યસ્વરૂપ કહેવાય છે. તારો ત્રણે કાળમાં નાશ નહિ હોવાથી તું અવિનાશી કહેવાય છે. હે ભાઈ ! એ તારૂં સદ્રૂપ સ્વરૂપ પરિચ્છેદરહિત હોવાથી તું સદ્રૂપ છે. હવે તું પરિચ્છેદના સ્વરૂપને શ્રવણ કર. જે વસ્તુ એક કાળમાં જોવામાં આવે, અને તે બીજા કાળમાં જોવામાં આવે નહિ તેને કાળપરિચ્છેદ કહે છે. આત્મા ત્રણે કાળમાં એક સરખો સમાન હોવાથી તેમાં કાળપરિચ્છેદનો બાધ આવતો નથી, તેથી આત્મા સદ્રૂપ કહેવાય છે. હવે તું વસ્તુ પરિચ્છેદના સ્વરૂપને શ્રવણ કર. આ અમુક વસ્તુ જેવી અમુક વસ્તુ છે તેને વસ્તુ પરિચ્છેદ કહે છે. આત્માના જેવી બીજી વસ્તુ નહિ હોવાથી તેમાં વસ્તુપરિચ્છેદ લાગુ પડી શકતો નથી, તેથી આત્માનું સદ્રૂપ સ્વરૂપ કહેવાય છે. હવે તું દેશપરિચ્છેદને શ્રવણ કર. જે વસ્તુ અમુક દેશમાં જોવામાં આવે, અને અમુક દેશમાં જોવામાં આવે નહિ, તેને દેશપરિચ્છેદ કહે છે. આત્મા સર્વે દેશમાં એક સરખો ભરેલો હોવાથી તેમાં દેશપરિચ્છેદનો બાધ આવતો નથી; તેથી આત્મા સદ્રૂપ કહેવાય છે. એ આત્મા પરિચ્છેદ રહિત હોવાથી જડસમુદાયમાં સત્તારૂપ રહેલો છે. કદાચ તું કહેશે કે આકાશની અંદર એ ત્રણે પરિચ્છેદ નથી તેથી આકાશ કેમ સદ્રૂપ ન કહેવાય ? તેને માટે તું શ્રવણ કર. હે ભાઈ ! એ આકાશ માયાનું કાર્ય છે; તેથી એ એક દ્રવ્યરૂપ છે. એની તન્માત્રા શબ્દ છે, અને તે જડ છે, તેથી આકાશ આત્મા થઈ શકતું નથી. એ આકાશતત્ત્વનું બાહ્યકાર્ય આપણા શરીર ઉપરનાં રોમ છે, તેથી તે રોમનું છેદન કરતાં આપણને તેનું સુખદુઃખ માલમ પડતું નથી, તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે આકાશ જડ હોવું જોઈએ. એ આત્માની સત્તા વડે રહેલું છે. એવી રીતે સર્વ પ્રકારે તપાસીને જોતાં સર્વની અંદર સર્વને ચૈતન્યરૂપે વ્યાપીને રહેનારો આત્મા સદ્રૂપ છે, એમ જાણ. ॥ ૧૮ ॥

स्वज्ञानभासा हि जडस्वरूपा बुद्ध्यादयो ज्ञानमया विभान्ति ।
चिद्रूपकाश्चापि तवैव योगाच्चिद्रूप एवासि यतस्त्वमेव ॥ १९ ॥

सं. टी० । हि बुद्ध्यादया जडस्वरूपा नाम जडस्वभावास्त्वज्ञानभासा ज्ञानमया विभान्ति । यतस्तवैव योगादेते चिद्रूपकाश्चापि सन्ति । अतस्त्वमेव चिद्रूप एवासि ॥ १९ ॥

गु. टी. ગુરુ—હે શિષ્ય ! આ શ્લોકમાં સચ્ચિદાનંદનું બીજું પદ જેને ચિદ્રૂપ કહે છે તેનો નિર્ણય કર્યો છે, તેને તું શ્રવણ કર. આ દેખાતો દેહ, બુદ્ધિ ઈત્યાદિ સમુદાય જડ છે, તે છતાં તારા આત્માના જ્ઞાનપ્રકાશવડે તે જ્ઞાનરૂપ ભાસે છે. એની અંદર સત્યરીતે જોતાં તુંજ ચૈત્યન્યરૂપ હોવાથી તારા તાદાત્મ્યના યોગે એ સર્વે જડ સમુદાય ચૈતન્યમય દેખાય છે, તેથી તુંજ તારા યોગે ચિદ્રૂપ છે એમ જાણ. હે વત્સ ! પ્રથમ તને આત્માના સત્તારૂપ સત્ સ્વરૂપને બતાવ્યું, તેજ આત્માનું સત્સ્વરૂપ ચૈતન્યરૂપ સ્વયંપ્રકાશ છે. એ ચિદ્રૂપેજ આ બ્રહ્માંડરૂપ પરમાત્માના સમષ્ટિ દેહને અને આપણા વ્યષ્ટિ દેહને ચૈતન્યરૂપ કરવાથી તે ચૈતન્ય સરખો દેખાય છે. એનું કારણ આત્માનું તાદાત્મ્ય છે. હવે તું આત્માના તાદાત્મ્ય સ્વરૂપ માટે શ્રવણ કર. જેમ લોખંડનો સ્વભાવ શાંત છતાં તેનો અગ્નિ સાથે સંબંધ થવાથી તે લોખંડ અગ્નિમય થઈ અગ્નિ પ્રમાણે દહનાદિ સર્વે ક્રિયા કરે છે, તેને તાદાત્મ્યસંબંધ કહે છે. તેમ આત્માનો વિશિષ્ટ ચૈતન્યનો સંબંધ જડ સમુદાય સાથે મળતાં તે જડ સમુદાય આપણને ચૈતન્ય સરખો ભાસે છે, અને એજ કારણથી તને તારો દેહસમુદાય જડ છતાં ચેતન સરખો દેખાય છે. જેમ લોખંડને અગ્નિથી વેગળું કરતાં ધીમે ધીમે તે શાંત થઈ પોતાના મૂળ શાંત સ્વભાવે દેખાય છે; તેમ દેહાદિ સમુદાયનું અભિમાન છોડાવી મનને સંકલ્પવિકલ્પ રહિત કરતાં આત્મા આપોઆપ જુદો પડતાં એ દેહસમુદાય આપણને પ્રત્યક્ષ જડ જોવામાં આવે છે. એ સ્વયંપ્રકાશ આત્માનું ચૈતન્ય સ્વયં પોતાનો પ્રકાશ કરી તે પ્રકાશ બીજી સર્વે વસ્તુને પ્રકાશિત કરે છે. જેમ દીપ પોતાનો પ્રકાશ કરી ઘર, ઘરના માલીક, ઘરની અંદ-

રની વસ્તુઓ અને ચોરાદિ સુદ્ધાંનો પ્રકાશ કરવા છતાં તે કોઇનીજ અંદર લીપ્ત થતો નથી, તેમ આત્માનું જ્ઞાનરૂપ ચૈતન્ય આ દેહ અને સર્વ બ્રહ્માંડને ચૈતન્ય કરવા છતાં તે કોઇના પાપ પુણ્યાદિ દોષમાં લીપ્ત થતું નથી. જેમ ઘરની અંદરથી દીપનું તાદાત્મ્ય જતાં તેમાં અંધકાર દેખાય છે, અને દીપના પ્રકાશે ઘર વગેરે પ્રકાશિત થાય છે; તેમ આત્માના જ્ઞાનરૂપ ચૈતન્યે આ દેહ અને સર્વે બ્રહ્માંડનો પ્રકાશ કર્યો છે. જો એની અંદર એ જ્ઞાનરૂપ પ્રકાશ ન હોય તો એ સર્વે અજ્ઞાનરૂપ પદાર્થ જડરૂપ થાય; તેથી આત્માનું જ્ઞાનરૂપ ચૈતન્ય સ્વયંપ્રકાશ કહેવાય છે. એ ચૈતન્ય સર્વત્ર સમાન ભરેલું છે. તે માયાના યોગે વિશેષપણાને પામી નાના પ્રકારનું દેખાય છે. જેમ અગ્નિની ઉષ્ણતા સર્વની અંદર સમાન રહેલી હોવાથી તે કોઈનેજ બાળતી નથી, અને તેનાવડે પાકાદિ કાંઈપણ કાર્ય થતું નથી, તેમ તેનો પ્રકાશ આપણી દૃષ્ટિએ જોવામાં આવતો નથી; તેમ છતાં તેનું પદાર્થની સાથે ઘર્ષણ થતાં તે ઉપાધિના યોગે તેની અંદર વિલક્ષણપણું આવી નાના પ્રકારનાં રૂપ ધારણ કરી દાહ પાકાદિ સર્વે કાર્ય કરે છે. તેમ આત્માનું ચૈતન્ય માયા સાથે મળતાં નાના પ્રકારનું દેખાય છે, અને આ જગતમાં વિલક્ષણ કાર્ય ઉત્પન્ન કરે છે. એ કારણથી એ આત્માનું ચૈતન્ય દેહની અંદર ઈંદ્રિયદ્વારા અનેક પ્રકારનું દેખાય છે, અને વિલક્ષણ કાર્ય કરે છે; પરંતુ એ ચૈતન્ય એક છે. એ ચૈતન્યનો માયા સાથે સંબંધ થતાં તેને ઇશ્વર કરીને કહે છે અને અવિદ્યા સાથે સંબંધ થતાં તેને જીવ કરીને કહે છે. એવી રીતે પરમેશ્વરની માયા અને અવિદ્યા નામની બે શક્તિ છે. માયા શુદ્ધ હોવાથી તેની અંદર મળેલું ચૈતન્ય સર્વજ્ઞ કહેવાય છે, અને અવિદ્યા સાથે મળેલું ચૈતન્ય અલ્પજ્ઞ કહેવાય છે. જેમ શુદ્ધ મૃત્તિકાને આપણે કાચ કહીએ છીએ તેની અંદર દીપનો પ્રકાશ પડતાં તે પ્રકાશ કાચને પ્રકાશિત કરી તેની બહાર આવી બીજી અનેક વસ્તુનો પ્રકાશ કરે છે, પણ તેજ દીપ અશુદ્ધ મૃત્તિકાના ઘટમાં મૂકતાં માત્ર તે ઘડાની અંદરના ભાગનો પ્રકાશ કરે છે, ઘટની બહાર દેખાતો નથી. તેમ આત્માનો પ્રકાશ શુદ્ધ માયારૂપ

અંતઃકરણમાં પડતાં તેને આપણે ઈશ્વર કહીએ છીએ, અને અવિદ્યારૂપ મલીન અંતઃકરણમાં પડતાં તેને જીવ કહીએ છીએ; તેથી ઈશ્વર સર્વજ્ઞ છે ને જીવ અલ્પજ્ઞ છે, એનું કારણ શુદ્ધ અશુદ્ધ અંતઃકરણ છે. ઈશ્વરનું અંતઃકરણ શુદ્ધ સત્વગુણી હોવાથી તે સર્વજ્ઞપણાને પામી આ બ્રહ્માંડ ઉપર પોતાની સત્તા ચલાવે છે, તેથી હે ભાઈ! તારા અંતઃકરણને જપ, તપ, યોગ, ધ્યાન અને જ્ઞાનની સહાયતા વડે શુદ્ધ કર, અને તું દેહથી જુદો થઈ આત્માના ચૈતન્ય સ્વરૂપને જાણી આત્માને જો. તેના વડે તારી અંદર સર્વજ્ઞપણું આવતાં તું આ વ્યષ્ટિ દેહની ઉપાધિ છોડી બ્રહ્માંડનો નાયક થઈ સર્વની અંદર પૂજ્ય થશે, અને હું જ ચિદ્રૂપ છું એમ તું તારા સત્યસ્વરૂપને ઓળખશે. જેમ દીવાને જોવાને બીજા દીવાની જરૂર પડતી નથી, તેમ તારૂં ચૈતન્યસ્વરૂપ જોવાને બીજા ચિદ્રૂપની જરૂર પડતી નથી; તેથી તું જ તારા જ્ઞાનરૂપ ચિદ્રૂપને ધ્યાનસમાધિ વડે જો, અને તે સ્વરૂપે તું થા. ॥ ૧૯ ॥

जानन्ति ते प्रियकरं हि कलत्रपुत्रा द्रव्यं-
सदैव तव बोधविहीनभावाः ।
नास्तीह कोऽपि विषय स्तव यः प्रियः
स्यादानन्द एव विदितोऽसि विशुद्धचित्तैः ॥ २० ॥

सं. टी. । हि येषां मनुष्याणामात्मबोधो नास्ति । अंतस्ते तव-कलत्रपुत्राः सदैव द्रव्यं प्रियकरं जानन्ति । उत विशुद्धचित्तैस्त्वमानन्द एव विदितोऽसि । तव ते प्रियाः सन्ति । आत्मनो व्यतिरिक्त अस्मिन्संसारे द्वितीयः कोपि विषयः प्रियो नास्ति । अथवा ते बोधहीनभावास्तव कलत्र पुत्रा द्रव्यं प्रियकरं जानन्ति । परन्त्विह संसारे कोपि विषयः प्रियो नास्ति । विशुद्धचित्तैरानन्दरूपस्त्वं विदितोसि ॥ २० ॥

ગુ. ટી.—હે શિષ્ય! હવે તું સચ્ચિદાનંદના ત્રીજા આનંદપદને માટે શ્રવણ કર. જેને પોતાના સત્યાનંદનો બોધ નથી, તે મનુષ્ય પોતાના સુખાર્થે સ્ત્રી, પુત્ર, ઘર અને દ્રવ્યાદિને પ્રિય માને છે.

હે ભાઈ! જેનું ચિત્ત ગુરૂઈશ્વરની કૃપાવડે શુદ્ધ સત્વગુણી થયું છે, તે પોતાના આત્મસ્વરૂપના આનંદ સિવાય બીજી કોઈજ વસ્તુમાં આનંદ માનતો નથી. એવી રીતનો વૈરાગ્યવાન મુમુક્ષુ, સ્ત્રી ઈત્યાદિ ઈંદ્રિયજન્ય સર્વે ઉપાધિરૂપ આનંદમાં દુઃખ માની પોતાના આત્મસ્વરૂપના અતીંદ્રિય આનંદનું સંરક્ષણ કરે છે. જે સત્ સ્વરૂપ છે તેજ ચિત્ સ્વરૂપ છે. એને માટે પાછળ કહેવાઇ ગયું છે. હવે તું આત્માના આનંદસ્વરૂપને શ્રવણ કર. હે વત્સ! તારૂં આત્મસ્વરૂપ આનંદનો કંદ છે. એ આનંદ એક વેળા પ્રાપ્ત થયા પછી પુનઃ તેનો નાશ થતો નથી; તેથી એ આનંદની બરાબરી કરી શકે તેવી કોઈપણ વસ્તુ આ બ્રહ્માંડની અંદર નથી. એ આનંદ તારા અંતઃકરણમાં તારી પાસેજ રહેલો છે. તેને પ્રાપ્ત કરવાને પ્રથમ તું તારા મનાદિ સર્વ સંકલ્પોનો ત્યાગ કરી તે મનને સ્થિર કર. તે સિવાય એ આનંદનો અનુભવ આવતો નથી. એ આનંદસમુદ્ર પ્રાપ્ત થતાં તેની લહેરીની અંદર તું એવો નિમગ્ન થઈશ કે તને બહારના ઈંદ્રિયજન્ય વિષયાનંદની ઇચ્છા રહેશે નહિ, તેમ એ આનંદ તેને છોડી કદાપિ પણ દૂર થશે નહિ; તેમ તારાથી પણ એ આનંદ છોડી શકાશે નહિ. એવી રીતનો એ બ્રહ્માનંદ રહેલો છે. એ આનંદ પ્રાપ્તિ માટે પ્રાણને રોકવાની કંઈજ જરૂર નથી. કદાચ તું કહેશે કે એવી રીતનો એ બ્રહ્માનંદ સર્વથી ઉત્કૃષ્ટ છે ત્યારે બ્રહ્મલોક પર્યંતના સર્વે પ્રાણી સ્ત્રી ઈત્યાદિના સુખની શું કામ ઈચ્છા કરે છે? તેને માટે તું શ્રવણ કર. જેને એ આત્મજ્ઞાનનું ભાન નથી એવા ભાનરહિત પ્રાણી ઈંદ્રિયજન્ય વિષયમાં આનંદ માને છે. એ કારણથી શ્લોકમાં "બોધવિહિન" પદની યોજના કરી છે; પછી તે દેવ હો અગર મનુષ્ય હો. જે સુખ, શરીર, ઈંદ્રિય અને મનાદિના યોગે અનુભવવામાં આવે છે તેને ઈંદ્રિયજન્ય સુખ કહે છે. તે સુખ પરાધીન, નાશવાન અને પરિણામે દુઃખરૂપ છે. હે ભાઈ! પ્રથમ મનની અંદર સ્ત્રીની કામના ઉત્પન્ન થતાં તે સુખ મેળવવાને સ્ત્રીની ઈચ્છા કરે છે, અને કહે છે કે મારે સ્ત્રી જોઈએ. એ ઈચ્છા ઉત્પન્ન થતાંની સાથેજ કાંઈ સ્ત્રી પ્રાપ્ત થતી નથી. તેને માટે પ્રથમ

દ્રવ્યાદિ સાધન મેળવવાં જોઈએ તે મેળવવાને રાત્રદિવસ અતિકષ્ટ વેઠી નાના પ્રકારનો પ્રયાસ કરવો જોઈએ. તે દ્રવ્યાદિ સાધન મળતાં સ્ત્રીને પ્રાપ્ત કરી રાત્રદિવસ તેનો દાસ થઈ તે સુખને ભોગવે છે. જ્યાં સુધી આપણી પાસે દ્રવ્યાદિ સાધન હોય અને સ્ત્રીને અનુકુળ વર્તન હોય ત્યાં સુધી તે અનુકુળ રહે છે અને દ્રવ્યાદિનો નાશ થતાં અથવા તે સ્ત્રીની વિરૂદ્ધ વર્તતાં તેજ સ્ત્રી આપણને પ્રતિકૂળ થઈ અપાર દુઃખ દે છે; એટલુંજ નહિ પણ વખતે આપણો પ્રાણ લેવાને પણ તૈયાર થાય છે, અને કેટલીક વખત પ્રાણ સુદ્ધાં પણ લે છે; અથવા તે સ્ત્રી આપણને છોડી બીજા પુરૂષ સાથે પ્રીતિ જોડે છે; અથવા આપણે તેને છોડી દઈએ છીએ. અરે ! પ્રથમ સ્ત્રીને માટે તું વિચાર કર. આપણી સાથે લગ્ન થવાની પૂર્વે તે અને તેનાં માબાપ તે કન્યા માટે અનેક પતિ જુએ છે, અને આ સારો, આ સારો નહિ એવી રીતની અનેક ભાંજઘડ કરી એક પુરૂષને પસંદ કરે છે. એવી રીતે લગ્ન થવાની પૂર્વેજ તેની અંદર વ્યભિચાર દશા આવી, પછી તું તેનો પતિ કેવી રીતે કહેવાય ? તેથી એ વ્યવહાર માત્ર પ્રીતિનો છે. જ્યાં સુધી આપણી ને તેની પ્રીતિ છે ત્યાં સુધી આપણે પરસ્પર બંધાયેલાં છીએ અને પ્રીતિ નષ્ટ થતાં એ સંબંધ છુટી જાય છે. તેથી હે વત્સ ! એ સ્ત્રી આપણી નથી. કદાચ, દૈવયોગે આપણને આપણા મનગમતી સ્ત્રી મળી, પણ પ્રારબ્ધવશાત્ તેનું અથવા આપણું મૃત્યું આવ્યું તે વખતે એ સ્ત્રી આપણને મોટા દુઃખની પ્રાપ્તિ કરાવે છે, અને અંતકાળે પરસ્પરની અંદર ચિત્ત રહેતાં પિશાચયોનિ પ્રાપ્ત થાય છે. એવી રીતનું સ્ત્રીસુખ છે. એ સુખ રજોગુણી હોવાથી વિષયના આરંભમાં સુખસરખું દેખાય છે ખરૂં, પરંતુ રેત સ્ખલિત થતાં એ સુખ પ્રત્યક્ષ દુઃખરૂપે દેખાય છે, અને મનને કંટાળો ઉત્પન્ન કરે છે. એ સ્ત્રીસુખ ભોગવતાં આપણાં બુદ્ધિબળ અને આયુષ્યનો નાશ થાય છે, અને શરીરની અંદર નાના પ્રકારના રોગો ઉત્પન્ન કરી છેવટે નરકની પ્રાપ્તિ કરાવે છે. તેથી સ્ત્રી કાળોતરા નાગ સમાન ગણાય છે. હે ભાઇ ! નાગ ડસતાં એક વખત મૃત્યુ આપે છે, પણ સ્ત્રી વિષયનું

વિષ ચૂઢતાં તે વિષ આ ભવસાગરમાં વારંવાર ડુબાડે છે. એવી રીતે જોતાં સ્ત્રી એ દુઃખનો મોટો સમુદ્ર છે. એ સુખ ઈંદ્રવર્ણાના ફળ સમાન છે. જેમ એ ફળ બહારથી જોતાં મનને આનંદ આપે છે, પણ એનું ભક્ષણ કરતાં દુઃખ ઉત્પન્ન કરે છે. એવી રીતના સ્ત્રી-સુખને જાણી તું એ મોહપાશને છોડી દે. હવે તું પુત્રાદિનાં આનંદને શ્રવણ કર. પ્રથમ પુત્ર રેતરૂપે પિતાના શરીરમાં આવતાં પિતાને તપાયમાન કરે છે, અને માતાના શરીરમાં જતાં દશ માસ પર્યંત માતાને દુઃખ દે છે; એટલુંજ નહિ પણ એ ગર્ભ, માતાની યોનિદ્વારે બહાર નીકળતાં મરણપ્રાય દુઃખ ઉત્પન્ન કરે છે. અને આડો આવતાં માતાનો પ્રાણ સુદ્ધાં લે છે. પુત્રનો જન્મ થયા પછી તેને નાના પ્રકારના રોગ પ્રાપ્ત થતાં રાતદિવસ દુઃખ કરાવે છે, અને ત્રણ ચાર વર્ષનો થતાં પાડોશીના ઘરમાં નુકસાન કરતાં તેમની ગાળો ખવરાવે છે. દશ બાર વરસનો થતાં વિદ્યા નહિ શીખવાથી તેને માટે માતાપિતા ચિંતા કરે છે. કદાચ વિદ્યા આવડી પરંતુ લગ્ન ન થવાથી લગ્ન થતાં સુધી તેનું દુઃખ ઉત્પન્ન કરે છે. લગ્ન થયા પછી તેની સ્ત્રી સાથે તેને અણબનાવ થાય તો તે પણ દુઃખનું મૂળ થઇ પડે છે. કદાચ તે સ્ત્રીને પ્રજા ન થાય તો માતાપિતા ચિંતા કરે છે. પ્રારબ્ધયોગે પુત્ર નિરૂદ્યમી અથવા ધનાદિનો નાશ કરનારો નીકળતાં તેને માટે માતાપિતા શોક કરે છે. હે ભાઈ! એ સર્વે દુઃખ તો સાધારણ ઠીક છે, પરંતુ દૈવયોગે અધવચ તે પુત્રનું મૃત્યુ થતાં તે માતાપિતાને દુઃખ સાગરમાં ડુબાવી દે છે. એવી રીતે પુત્ર પરિવારનું મરણપર્યંત દુઃખ પ્રત્યક્ષ જોવામાં આવે છે. તેથી એ મૃગજળ સરખાં દેખાતાં પુત્રપરિવારનાં સુખને છોડી તું તારો વિચાર કર. હવે તું ધનાદિના સુખને શ્રવણ કર. પ્રથમ દ્રવ્યાદિ પ્રાપ્ત કરવા માટે અતિકષ્ટ સહન કરવું પડે છે, અને તેને માટે નાના પ્રકારનો પાપરૂપ પ્રપંચ કરવો પડે છે. કદાચ પ્રારબ્ધ યોગે દ્રવ્ય પ્રાપ્ત થયું તો તેનું સંરક્ષણ કરવા માટે રાતદિવસ મનને ચિંતા રહે છે. વળી એ ધનાદિ પ્રાપ્ત થતાં મનુષ્ય ઉન્મત્ત થઈ નાના પ્રકારનાં પાપાચરણ કરે છે એટલુંજ નહિ પણ વખતે એ

દ્રવ્ય આપણા પ્રાણનો પણ નાશ કરાવે છે. દૈવયોગે એ દ્રવ્યનો નાશ થયો તો તે અતિ દુઃખ ઉત્પન્ન કરે છે, અને મરણ વખતે એ દ્રવ્યમાં ચિત્ત રહેતાં પિશાચયોનિમાં જવું પડે છે, તેથી દ્રવ્ય ત્રણે કાળમાં દુઃખરૂપ છે. તેથી તું એ સર્વનો વિચાર કરી ઇંદ્રિયજન્ય બાહ્ય સુખને છોડી પોતાના સ્વરૂપાનંદને પ્રાપ્ત કર. એ સ્વાનંદ પ્રાપ્તિમાં આ ઇત્યાદિ મોટા વિઘ્નરૂપ છે તેથી તું તારા મનને એ વિષય સુખમાંથી બહાર કાઢી શાંત થઈ એ બ્રહ્માનંદમાં નિમગ્ન થા. ॥ ૨૦ ॥

**कदा बाह्यस्पर्शे भवति सततं प्रीतिरधिका कदा वा नासक्तिर्विषय-सुख भोगे हि नितराम् । इदं सर्वे त्वत्तः समुदयति वैकल्पिकमतः परानन्दोऽसि त्वं न हि तव रतिर्नापि विरतिः ॥ २१ ॥**

सं. टी० । कदा बाह्यस्पर्शे सततं प्रीतिरधिकास्ति । वा कदापि हि विषयसुखभोगे नितरामासक्तिर्नास्ति । इदं वैकल्पिकं सर्वे त्वत्तः समुदयति । अतस्त्वं परानन्दोऽसि । हि तव रतिर्नास्ति विरतिरपि नास्ति ॥ २१ ॥

गु. टी. ગુરુ—હે શિષ્ય ! કોઈ વખત આપણી બહારના વિષય ઉપર અધિક પ્રીતિ જોવામાં આવે છે, અને કોઈ વખત બહારના વિષયભોગ પર પ્રીતિ જોવામાં આવતી નથી તે ઉપરથી સિદ્ધ થાય છે કે એ આનંદ નિરંતર રહેવાવાળો નથી. એ સર્વે મનની કલ્પના તારા આનંદસ્વરૂપની અંદરથી ઉદય પામે છે, તે કારણથી એ સર્વેથી પર તુંજ આનંદરૂપ છે. એ તારા અખંડાનંદની અંદર પ્રીતિ અપ્રીતિ એ બેમાંથી એકે નથી. હે ભાઈ ! રજોગુણી ઈંદ્રિયજન્ય વિષયસુખ પર પ્રીતિ ઉત્પન્ન થતાં તેના પર પુનઃ અપ્રીતિ થાય છે તેથી એ સુખ ઉદયાસ્ત કહેવાય છે. જે કાંઈ ઉત્પન્ન થાય છે તેનો અવશ્ય નાશ થવો જોઇએ એ ન્યાયે જેવું એ મનોજન્ય બાહ્યસુખ ઉત્પત્તિ વિનાશવાળું છે તેવો તારા આત્મસ્વરૂપનો આનંદ ઉત્પત્તિ વિનાશવાળો નથી, તેથી એ આનંદમાં વધઘટપણું આવતું નથી, તેમ તેનો નાશ પણ થતો નથી. વળી બાહ્ય પદાર્થ એકના કરતાં

એક વધારે કે ઓછી પ્રીતિવાળો જોવામાં આવે છે, તેથી આપણે કહીએ છીએ કે અમુક વસ્તુ કરતાં અમુક વસ્તુ સારી અથવા નબળી છે. એ કારણથી આપણે એકની નિંદા અને એકની સ્તુતિ કરીએ છીએ. તુંજ વિચાર કરીને જો કે પ્રથમ આપણે જે સ્ત્રીને સારી કહીએ છીએ, તેના કરતાં બીજી વધારે લાવણ્યવાન સ્ત્રીને જોતાં મન પ્રથમની સ્ત્રીની નિંદા કરી બીજી સ્ત્રી મેળવવાને ઇચ્છે છે. વળી તેના કરતાં બીજી સ્ત્રીમાં કાંઈ વિશેષપણું જોતાં પ્રથમની સ્ત્રીની નિંદા કરી તે મેળવવા ઇચ્છા ધરાવે છે, અને કહે છે કે આ મારી સ્ત્રી કરતાં આ વેશ્યા સ્ત્રીમાં વધારે સુખ દેખાય છે એના કરતાં અમુક વેશ્યા અગર સ્વર્ગની ;અપ્સરાની પ્રાપ્ત થાય તો વધારે સારૂં. એવી રીતે પુત્ર માટે પણ કહીએ છીએ કે આ મારા અમુક પુત્ર અથવા કન્યા કરતાં અમુક વધારે સારાં છે; તેવી રીતે દ્રવ્યને માટે પણ કહીએ છીએ કે અમુક ધનવાન કરતાં અમુક ધનવાન વધારે શ્રેષ્ટ છે, અને તેવું સુખ મેળવવાને આપણે ઇચ્છા કરીએ છીએ; અથવા આપણા કરતાં વધારે વૈભવવાનને જોઇ તે મેળવવાને પ્રયાસ કરીએ છીએ. એવી રીતે એક બીજાનું સુખ જોઈ આપણું મન રાજા થવાની ઇચ્છા કરે છે. એવી રીતે સર્વની ઇચ્છા જાણી શ્રુતિ કહે છે કે પિપીલિકાથી આરંભી બ્રહ્મલોકપર્યંતનાં સર્વે પ્રાણી, આત્મસુખની એક તન્માત્રાના સુખની અંદર આનંદ માનીને રહેલાં છે. એ ઉપરથી તું કહેશે કે એ બ્રહ્માનંદ કેવો હશે અથવા કેટલા પ્રમાણનો હશે? તેને માટે તું શ્રુતિ પ્રમાણને શ્રવણ કર. આ મૃત્યુલોકની અંદર સત્યવાદી પ્રજાનું મનરંજન કરનાર, બુદ્ધિમાન, સહસ્રાર્જુન સરખો બળવાન, અનેક મનગમતી સ્ત્રીના સુખને ઇચ્છાનુસાર ભોગવનાર, પુત્રપ્રજાદિથી સંપન્ન, માર્કંડ મહારાજ સરખી યુવાવસ્થામાં રહેનાર ચક્રવર્તિ રાજા સર્વ કરતાં શ્રેષ્ટ સુખવાળો કહેવાય છે; તેના કરતાં મનુષ્ય ગાંધર્વને સો ગણું વધારે સુખ છે; તેના કરતાં દેવગાંધર્વને સો ગણું વધારે સુખ છે; એ દેવગાંધર્વ કરતાં પિતૃલોકમાં સો ગણું વધારે સુખ છે; એ પિતૃલોક કરતાં અજાનદેવને સોગણું વધારે સુખ છે, એ અજાનદેવ

કરતાં કર્મદેવને સોગણું વધારે સુખ છે; એ કર્મદેવ કરતાં ઇંદ્રને સોગણું વધારે સુખ છે; ઇંદ્ર કરતાં બૃહસ્પતિને સોગણું વધારે સુખ છે; એ બૃહસ્પતિ કરતાં પ્રજાપતિને સોગણું વધારે સુખ છે; એ પ્રજાપતિ કરતાં બ્રહ્મદેવને સોગણું વધારે સુખ છે, એ બ્રહ્મદેવ કરતાં અનુભવી આત્મજ્ઞાનીને અનંતગણું વધારે સુખ છે; એ ઉપરથી સિદ્ધ થાય છે કે બ્રહ્માનંદના આનંદનું માપ થઇ શકતું નથી; તેથી આત્માનંદને અનંત આનંદરૂપ શ્રુતિએ કહ્યો છે. એ આનંદ તારી પાસે છે, અને તે તુંજ છે; તેથી આ ત્રણ દેહના અભિમાનને છોડી મનને અંતઃકરણની અંદર સમાવી બુદ્ધિ તથા અહંકારની પર જઇ તુંજ તારા સ્વસ્વરૂપને જોઇ જાણી તે આનંદરૂપે થા. એ આનંદને વાણી, મન, બુદ્ધિ ઇત્યાદિ કોઇજ જાણી શકતું નથી. એવો એ અતીંદ્રિય આનંદ છે; એ કારણથી ત્રણે કાળમાં એ આનંદમાં અભાવ આવતો નથી. ॥ ૨૧ ॥

अरूपोसि निद्रागमे त्वं पुनर्जागृतौ चापि सुप्तोत्थितोऽहं सदैव ।
ब्रवीषीति चालोक्य चेष्टां समग्रां सदा सत्स्वरूपं ।वेजानीमहे त्वाम
॥ २२ ॥

सं. टी० । त्वं निद्रागम अरूपोऽसि पुनर्जागृतौ चापि सुप्त्वोत्थितोऽहमस्मीति सदैव त्वं ब्रवीषीति ते चेष्टां समग्रामालोक्य वयं त्वां सदा सत्स्वरूपं विजानीमहे ॥ २२ ॥

ગુ. ટી. ગુરુ—હે ભાઇ! તું નિદ્રાપ્રાપ્ત થતાં નહિ સરખો દેખાય છે ખરો; પરંતુ પુનઃ જાગૃત થતાં તુંજ કહે છે કે હું અત્યારે નિદ્રામાંથી જાગૃત થયો. એવી રીતની તારી પ્રત્યેક અવસ્થાની ચેષ્ટા જોઇ કહેવામાં આવે છે કે તારૂં સત્ સ્વરૂપ ત્રણે અવસ્થામાં કાયમ રહેવાવાળું છે, તેને તુંજ જાણી લે. હે ભાઇ! એ જે સત્સ્વરૂપ છે તેજ આનંદ સ્વરૂપ છે એમ જાણ. જો તારૂં સત્સ્વરૂપ નિદ્રાની અંદર બાધરહિત ન રહ્યું હોત તો જાગૃત થતાં તે અવસ્થાના અનુભવને તું કેવી રીતે કહી શકત? હે ભાઇ! તુંજ કહે છે કે આજ મને બહુ સારી નિદ્રા આવી હતી, અત્યાર સુધી હું

આનંદમાં હતો, એ વખતે મને બહારની કાંઈજ ખબર નહોતી, હું તો અત્યારે જાગૃત થયો; મને આ સુખાનંદમાંથી વિના કારણ શું કામ જાગૃત કર્યો. જો તું નિદ્રાવસ્થામાં જાગૃત ન હોત તો એ સર્વે અનુભવને શી રીતે કહી શકત ! કારણ કે નિદ્રાની અંદર મન, બુદ્ધિ ઈત્યાદિ સર્વે પ્રાણની અંદર લીન થાય છે, તેથી એ અવ-સ્થામાં એકલું પ્રાણનું સ્વરૂપ જોવામાં આવે છે. તે ઉપરથી કદાચ તું કહેશે કે એ પ્રાણ સર્વનો સાક્ષી છે, તેથી જાગૃત થતાં આપણે નિદ્રાનો અનુભવ કહીએ છીએ. એને માટે તું શ્રવણ કર. જો પ્રાણનું સ્વરૂપ ચૈતન્ય હોત તો નિદ્રાની અંદર આપણને બહારની સર્વે હકીકત માલુમ પડવી જોઈએ, અને આપણી નજીકની કોઇપણ વસ્તુ જવી નહિ જોઈએ; પરંતુ તેમ જોવામાં કે અનુભવવામાં આવતું નથી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રાણનું સ્વરૂપ જડ છે, અને એ પ્રાણ આપણા શરીરમાં અવ્યક્તરૂપ છે. એ પંચ પ્રાણ આત્માના દ્વારપાળ હોવાથી આ દેહરૂપી નગરનું સંરક્ષણ કરે છે; તેથી જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી શરીરને કોલાં, કુતરાં કે કાકાદિ પક્ષી સ્પર્શ કરી શકતાં નથી, અને પ્રાણ શરીરની અંદર-થી બહાર નીકળતાની સાથે કાકાદિ સર્વે પ્રાણીઓ ભેળાં થઈ શરી-રને તોડી ખાય છે; એ ઉપરથી સિદ્ધ થાય છે કે એ પ્રાણ દેહ-નગરના રક્ષક છે ખરા; પરંતુ એ સ્વરૂપે જડ છે, અને એ સર્વનો સાક્ષી આત્મા ચૈતન્ય આનંદસ્વરૂપ છે. નિદ્રા વખતે જીવાત્મા પોતાના સ્વરૂપમાં મળે છે ખરો, પણ પાણીની અંદર ઉદકબિંદુ પડતાં તે જેમ એક રૂપે થાય છે, તેમ એ જીવાત્મા એકરૂપે થતો નથી; પરંતુ જેમ પાણીની ભરેલી ગાગરનું મોં બંધ કરી તેને પાણીની અંદર ડુબાવી રાખતાં તે જળ બહારના જળની સાથે મળી શકતું નથી; પણ તે ગાગર ફુટતાં તે જળ અને બહારનું જળ એકરૂપે થાય છે; તેમ જીવાત્મા નિદ્રા સમયે અજ્ઞાન આવરણના યોગે સ્વસ્વરૂપમાં મળતો નથી, તેથી પુનઃ પુનઃ જાગૃત, સ્વપ્ન અવસ્થા જોવામાં આવે છે, અને તેનું મૂળ કારણ અજ્ઞાન આવરણ છે. એ અજ્ઞાન આવરણની પર રહેવાવાળો આત્મા સત્ ચિત્ આનંદ-

સ્વરૂપ છે, તેથીજ તું જાગૃત થતાં બુદ્ધિની અંદર રહી નિદ્રાના અનુભવને કહે છે. તેથી તુંજ સદૈવ આનંદસ્વરૂપ છે એમ જાણુ. ॥૨૨॥

मनोधीन्द्रियैर्जाग्रदाद्यासु चैव यदाप्नोषि नित्यं सुखं यद्धि वत्स ।
तवैवानुभावात्तदस्तीति मत्वा सदानन्दरूपं विजानीमहे त्वाम् ॥२३॥

सं. टी० । हे वत्स, त्वं यस्माद् जाग्रदाद्यासु च मनोधीन्द्रियैर्नित्यं यत्सुखमाप्नोषि तत्सुखं तवैवानुभावादस्तीति मत्वा वयं त्वां सदानन्दरूपं विजानीमहे ॥ २३ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! જાગૃતની અંદર સ્થૂલ શરીરનો સંબંધ કરી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, પંચ પ્રાણુ, પંચ જ્ઞાનેંદ્રિયો, અને પંચ કર્મેંદ્રિયોની સહાયતાથી આત્માની સત્તાવડે બહારના સુખનો અનુભવ મન કરે છે; તેવી રીતે આત્માની સત્તાવડે લિંગ દેહમાં એજ મન વાસનારૂપ સમુદાયની સહાયતાથી સ્વપ્નાવસ્થાના સુખાદિનો નિત્ય અનુભવ કરે છે, અને નિદ્રા વખતે અજ્ઞાનરૂપ અહંકાર, આત્માની સત્તાવડે પોતાના જડરૂપ અજ્ઞાનનો અનુભવ કરે છે. એ ત્રણે અવસ્થાનો અનુભવ મનાદિ તારી સત્તાવડે કરે છે, તેથી એ સર્વે સુખાદિ તારા સુખસ્વરૂપનો સત્તાવડે અનુભવવામાં આવે છે, એ કારણથી અમે તને નિત્યાનંદરૂપ જાણીએ છીએ. ॥ ૨૩ ॥

पश्यसि जाग्रति यद्वै दुःखं बुद्धेर्धर्मः खलु तदसत्यम् ।
लुप्यति निद्रायां किल बुद्धिर्दुःखलवस्ते नास्ति कुतोऽपि ॥ २४ ॥

सं. टी० । जाग्रति त्वं यद्दुःखं पश्यसि तत्केवलं बुद्धेर्धर्मोऽस्ति । अत एव तद्दुःखमसत्यमेवास्ति । निद्रायां बुद्धिर्लुप्यति किल । अतस्ते कुतोऽपि दुःखलवो नास्ति ॥ २४ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! જાગૃત તથા સ્વપ્નામાં જે દુઃખનો અનુભવ તું કરે છે તે કેવળ મનોધર્મ છે, તેથી તે વખતે તને જે દુઃખાદિ જોવામાં આવે છે, તે સર્વને તું અસત્ય કરીને માન; કારણ નિદ્રાવસ્થામાં એ મનનો લોપ થવાથી તે દુઃખાદિનો લવલેશ

પણ આપણા જોવામાં જાણવામાં આવતો નથી, તે ઉપરથી સિદ્ધ થાય છે કે એ સુખદુઃખનું કારણ મન છે. તારા આનંદ સ્વરૂપમાં એ ત્રણે અવસ્થાનો કચરો નથી, તેથી આત્મસ્વરૂપ પૂર્ણાનંદરૂપે ભરેલું છે. હવે તું એ મનાદિના ધર્મને શ્રવણ કર. જાગૃતાવસ્થા વખતે તને માતા, પિતા, સ્ત્રી, પુત્ર, ગુરૂ, દેવ, બ્રાહ્મણ, જ્ઞાતિ, વર્ણ, આશ્રમ, દાયાદ, ગોત્રી ઈત્યાદિ જે જે સંબંધ જોવામાં આવે છે, તે સંબંધ નિદ્રાની અંદર દેખાતો નથી. તેથી માતા અમાતા, પિતા અપિતા, ગુરુ અગુરુ, દેવા અદેવા, સ્ત્રી અસ્ત્રી, પુત્રા અપુત્રા, બ્રાહ્મણ અબ્રાહ્મણ, જ્ઞાતિ અજ્ઞાતિ, વર્ણ અવર્ણ, આશ્રમ અનાશ્રમ, દાઈગોત્રી અદાઈગોત્રી ઈત્યાદિ કોઈજ સંબંધ રહેતો નથી. વળી આપણે સ્ત્રી પુત્રાદિનું મરણ જોઈ તેનું દુઃખ કરતાં કરતાં નિદ્રા આવતાં તે દુઃખ આપણા જોવામાં આવતું નથી; અથવા ધનાદિનો નાશ થતાં જે દુઃખ થાય છે તે દુઃખ નિદ્રામાં દેખાતું નથી; અથવા રાજ્યાદિનું સુખ અને મનને આનંદ આપનારી વસ્તુ મળતાં તે સુખ નિદ્રામાં જોવામાં આવતું નથી. અરે! તને વધારે શું કહું! સ્ત્રી ઈત્યાદિના શરીર સાથે આપણે સંલગ્ન થઈને સૂતા છતાં નિદ્રામાં તે દેખાતી નથી; તેવીજ રીતે સ્વતઃ આપણું સ્થૂલશરીર આપણી પાસે છતાં તે સુદ્ધાં પણ જોવામાં આવતું નથી; એ ઉપરથી સિદ્ધ થાય છે કે સુખ, દુઃખ કરવું તે મનાદિનો ધર્મ છે. એ કાંઈ આત્માનો ધર્મ નથી; તેથી તું કેવળ આનંદસ્વરૂપે છે. એવી રીતે અવસ્થાઓનો શોધ કરી મન બુદ્ધિના ધર્મને છોડી તું તારા સત્યસ્વરૂપે થા; ત્યાર પછી તને કોઈપણ અવસ્થામાં લવમાત્ર પણ દુઃખ જોવામાં આવશે નહિ. હે ભાઈ! ગુરુ ઈશ્વરની કૃપા વડે જેનું દેહાભિમાન ગયું હશે તે જ્ઞાની મહાત્માની અંદર હર્ષશોક રહેતો નથી. ।૨૪।

तव त्रीणि रूपाणि सच्चित्सुखानि मिथः
सम्यभिन्नानि दिव्यानि तानि ।
त्वमेकोऽप्यभिन्नो निराकार रूपः
श्रुतीनां मतो व्यापको निर्गुणश्च ॥ २५ ॥

सं. टी० । सच्चित्सुखानि त्रयोऽभिन्नानि त दिव्यानि तानि तव त्रीणि रूपाणि सन्ति । अभिन्न एको निराकाररूपः श्रुतीनां मान्यो व्यापको निर्गुणश्च ॥ २५ ॥

ગુ. ટી. ગુરુ—હે ભાઈ! સચ્ચિદાનંદના સત્ ચિત્ અને આનંદ એ ત્રણ પદના સ્વરૂપનો ઉપર નિર્ણય કરવામાં આવ્યો. એ ત્રણ પદ મળી આત્માનું સચ્ચિદાનંદ નામ કહેવાય છે તેથી એ ત્રણ પદ દિવ્ય આત્માની અંદર અભિન્ન છે; તે કારણથી તું એક, ભેદરહિત, જેની અંદર દ્વૈતનું નામ સુદ્ધાં નથી એવો, શ્રુતિમાન્ય, નિર્ગુણ, સર્વવ્યાપી, નિરાકાર, સ્વરૂપાનંદ છે, એમ જાણ. જેમ દીપની અંદર ઉષ્ણતા, રકત અને પ્રકાશ એ ત્રણ સ્વભાવિક રહેલાં છે, અને એ ત્રણે મળીને દીપ કહેવાય છે. તેની અંદરથી એ ત્રણમાંથી એક સ્વરૂપને કાઢતાં દીપ કહેવાતો નથી, અને એ ત્રણ સ્વરૂપ એક બીજાને છોડી રહી શકતાં નથી; તેવી રીતે આત્માની અંદર સત્ ચિત્ અને આનંદ એ ત્રણ પદ રહેલાં છે, અને એ ત્રણ પદનાં સ્વરૂપ મળી આત્મા કહેવાય છે, અને એ ત્રણ પદ વડે આત્માનું સ્વરૂપ જાણવામાં આવે છે. આત્માની અંદરથી એ ત્રણ-માંથી એકને કાઢતાં આત્માનું સ્વરૂપ સિદ્ધ થઈ શકતું નથી, તેથી એ ત્રણ પદ પરસ્પરને છોડી શકતાં નથી. તેથી તારૂં સ્વરૂપ એ ત્રણ પદ વડે અભિન્ન શોભી રહેલું છે, એમ જાણી નિશ્ચય કર કે હું શ્રુતિમાન્ય સર્વની અંદર પૂજ્ય છું, તેથી આ સર્વ જગત મારા સત્યસ્વરૂપની પૂજા કરે છે, અને વંદે છે. તેથી મારૂં સ્વરૂપ અજ, અવ્યય અને નિર્વિકાર છે. ॥ ૨૫ ॥

यतो ज्ञानरूपास्ति सत्ता सदैव तथा ज्ञानमस्तीह सत्तास्वरूपम् ।
तथैवोभयात्मा सुखं वै विचिन्त्य त्वमेकस्त्रयात्मास्य भिन्नस्वरूपः ॥ २६ ॥

सं. टी० । यतः सदैव सत्ता ज्ञानरूपास्ति । तथेह ज्ञानं सत्तारूपमस्ति । तथैवोभयात्मा ज्ञानसत्तारूपं च सुखरूपमस्तीति विचिन्त्य हे शिष्य त्वमेकोऽभिन्नस्वरूपस्त्रयात्मासि ॥ २६ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! આ શ્લોકમાં અન્વયદ્વારા સત્, ચિત્ અને આનંદપદનો નિર્ણય કરવામાં આવે છે. વેદાન્તસિદ્ધાંતમાં અન્વય અને વ્યતિરેક નામના બે ન્યાય છે. તેમાં અન્વય એટલે જેની સત્તા વડે સર્વ સત્ય જોવામાં આવે છે તે, અને વ્યતિરેક એટલે જેની સત્તા જુદી કરતાં સર્વે અસત્ય જોવામાં આવે છે. એવી રીતનું એ અનાય વ્યતિરેકનું સ્વરૂપ છે. તાત્પર્ય કે જેની સત્તા વડે સત્ય તે અન્વય અને જેની સત્તા વિના અસત્ય તે વ્યતિરેક કહેવાય છે. એ ન્યાયે સચ્ચિદાનંદ આત્માનો નિર્ણય કર્યો છે. આ શ્લોકમાં આત્માના અન્વયરૂપને કહેવામાં આવે છે તેને તું શ્રવણ કર. એ અન્વયરૂપે આત્માને જોતાં સત્ બ્રહ્મ સદૈવ ચિત્ એટલે ચૈતન્ય અથવા જ્ઞાનરૂપ છે, જ્ઞાનરૂપ બ્રહ્મ સદૈવ સત્-રૂપ છે. તે પ્રમાણે સત્ ચિત્ બ્રહ્મ સદૈવ આનંદ નામ સુખરૂપ છે, અને આનંદ સદૈવ સત્ ચિત્રૂપ છે. એવી રીતે એકના વડે એકની સત્તા છે. તેથી એક સ્વરૂપી બ્રહ્મ એક બીજાને છોડી શકતાં નથી. જેમ અગ્નિ ઉષ્ણતાને છોડી શકતો નથી અથવા સૂર્ય, પ્રકાશને છોડી શકતો નથી, અને પ્રકાશ સૂર્યને છોડી શકતો નથી, તેવી રીતે તું આત્માના એ ત્રણ પદને માટે જાણ. તેથી તું આત્માના સ્વરૂપથી અભિન્ન છે એવો વિચાર કરી તે સ્વરૂપે થા. ॥ ૨૬ ॥

**सत्ताभिन्नं ज्ञानमस्तीति पक्षे सत्तायां जाड्यता चापतेत ।**
**तद्वत्सत्तामन्तराऽसत्यता स्वाज्ज्ञानस्यातो न द्वयोर्भिन्नतास्ति ॥ २७ ॥**

सं. टी० । **सत्ताभिन्नं ज्ञानमस्तीह पक्षे सत्तायां च जाड्यमापते त । तद्वत् सत्तामन्तरा ज्ञानस्यासत्यता स्यात् । अतो द्वयोर्भिन्नता नास्ति ॥ २७ ॥**

ગુ. ટી. ગુરુ—હે ભાઈ! હવે તને વ્યતિરેકદ્વારા સચ્ચિદાનંદ બ્રહ્મના સત્યસ્વરૂપને કહું છું તે શ્રવણ કર. જો તું સત્, ચિત્ અને આનંદ પદની અંદર ભેદ માનશે તો નીચે બતાવ્યા પ્રમાણે બ્રહ્મસ્વરૂપમાં દોષ આવશે, અને સત્ય બ્રહ્મસ્વરૂપ અસત્ય ઠરશે. હે ભાઈ! સત્તાનામ સત્ એ જ્ઞાનથકી એટલે ચૈતન્યથી ભિન્ન છે એમ બોલતાં સત્રૂપી જે બ્રહ્મ તેની અંદર જડતા પ્રાપ્ત થશે અને

સત્ બ્રહ્મ અસત્ ઠરશે; એટલુંજ નહિ પણ આ જગતની ઉત્પત્તિ અસતે કરીને છે એવું તારે કહેવું પડશે, અને બૌદ્ધ મતવાદી અને ન્યાયાદિનો જડ સિદ્ધાંત સત્ય ઠરશે, અને તારો અદ્વૈત શ્રુતિસિદ્ધાંત અસત્ય ઠરશે. હવે તું ચૈતન્ય જે જ્ઞાનસ્વરૂપી બ્રહ્મ તેને સત્ બ્રહ્મનાથી જુદું માનશે તો ચૈતન્યની સત્તા જઈ તે ચૈતન્ય વિકારી જડ ઠરશે, અને બ્રહ્મસ્વરૂપને તારે જડ કહેવું પડશે; એટલુંજ નહિ પણ આ જગતની ઉત્પત્તિ જડથી થયેલી છે એવું તારે કહેવું પડશે; અને સાંખ્યસિદ્ધાંત સત્ય ઠરશે; કારણ સાંખ્યશાસ્ત્ર આ જગતનું નિર્માણ જડ પ્રધાને કર્યું છે એમ કહે છે, તેથી તારા શ્રુતિમાન્ય અદ્વૈત બ્રહ્મનું સ્વરૂપ ખોટું ઠરશે, માટે તારા સત્સ્વરૂપથી તારૂં જ્ઞાનસ્વરૂપ ભિન્ન નથી એમ તું જાણ. બૌદ્ધ અને ન્યાયવાદી આ જગતની ઉત્પત્તિ અસત્થી માને છે, અને સાંખ્યવાદી જડ પ્રધાનને સત્ માને છે, અને કહે છે કે સતે જગત્ ઉત્પત્તિ કરી. એવી રીતે કહી અસત્ બૌદ્ધ, ન્યાયવાદી અને સત્ સાંખ્યવાદી પોતપોતાનો મત સિદ્ધ કરવાને મોટો વાદ કરી ટંટો કરે છે, અને એક બીજાનો મત ખોટો કહી પરસ્પર એક બીજાનું ખંડન કરે છે, અને અદ્વૈત સિદ્ધાંતનું એ લોકો મંડન કરે છે. એ લોકોના વાદને તું શ્રવણ કર. અસત્વાદી ન્યાયાદિ પંડિતો સત્વાદી સાંખ્ય પંડિતને કહે છે કે સત્ વસ્તુ ત્રણે કાળમાં કદાપિ ઉત્પન્ન થઈ શકતી નથી. સત્ વસ્તુ ઉત્પન્ન થઈ એમ બોલતાં તે સત્ વિકારી ઠરશે; કારણ કે જે વસ્તુની ઉત્પતિ તેનો વિનાશ અવશ્ય થવો જોઈએ. એ ન્યાયે તમારૂં એ સત્ વિકારી હોવાથી તે નાશવાન છે એમ કહી ન્યાયશાસ્ત્રી સાંખ્ય પંડિતના સત્નો નિષેધ કરે છે, અને કહે છે કે સત્ પ્રધાનની અંદરથી અસત્ જગત ઉત્પન્ન થઈ શકતું નથી. સત્ વસ્તુની અંદરથી સત્ વસ્તુજ ઉત્પન્ન થવી જોઈએ, તે ન્યાયે આ જગતનો નાશ ન થવો જોઈએ, પરંતુ તમે જગતનો નાશ કહો છો તમારો એ સત્ સિદ્ધાંત ન્યાય વિરૂદ્ધ હોવાથી ખોટો કહેવાય છે એ શ્રવણ કરી સત્ સાંખ્યવાદી અસત્ ન્યાય પંડિતને કહે છે કે અસત્ વસ્તુ જગતનું કારણ કોઈપણ કાળે થઈ શકતી

નથી; કારણ અસત્ એટલે કંઈજ નહિ. જ્યારે વસ્તુજ નહિં ત્યારે તેની અંદરથી જગત કેવી રીતે નિર્માણ થાય ? હે ભાઈ! સસલાને શિંગ કોણે જોયાં છે ? અથવા વંધ્યાના પુત્રનાં લગ્ન થયાં, તે લગ્ન અમે જોયાં, તેનો ઠાઠ જોયો ને તે પુત્રવધુને અમે ઘેર લાવ્યા, તે સ્રીને પુત્ર થયો એવું કોઈએ જોયું કે જાણ્યું છે ? જો એ બની શકે તો અસત્માંથી જગતની ઉત્પત્તિ થઈ શકે, એમ કહી અસત વાદી ન્યાયમતનો સાંખ્ય સત્વાદી ખંડન કરે છે. એ પરસ્પર દ્વૈતવાદીની તકરાર ઉપરથી સિદ્ધ થાય છે કે સાંખ્યનું સત્ જે જડ પ્રધાન અને અસત્ જે બુદ્ધિ અથવા પરમાણુ તેનાથી જગત નિર્માણ થઈ શકતું નથી. સારાંશ બૌદ્ધ, ન્યાય અને સાંખ્યાદિ દ્વૈતવાદીઓએ જે સત્ અસત્ને જગતનું કારણ કહ્યું છે, તેમનો સિદ્ધાંત ન્યાયવિરૂદ્ધ મનઃકલ્પિત છે, એમ તું જાણ. એ સત્ અસત્વાદીના દ્વૈત સિદ્ધાંત ઉપરથી શ્રુતિ પ્રતિપાદિત અદ્વૈતસિદ્ધાંતનું મંડન થાય છે. હે ભાઇ ! તેથી જ્યાં સત્ છે, ત્યાં ચિત્ એટલે ચૈતનરૂપ જે જ્ઞાન તે અવશ્ય હોવું જોઈએ. તેથી સત્ તેજ ચિત્ છે, એની અંદર તું ત્રણે કાળમાં ભેદભાવ જોઇશ નહિ. ॥ ૨૭ ॥

यदि ज्ञानभिन्नं सुखं गण्यते चेत्तदापद्यते चित्स्वरूपे च दुःखम् ।
उभावप्यतो नाशमायात एव तदात्वात्मनः स्वस्वरूपं हि न स्यात्
॥ २८ ॥

सं. टी० । सुखं ज्ञानभिन्नं गण्यते चेत्तदा चित्स्वरूपे च दुःखमापद्यते । अत उभावपि नाशमायात एव तदा त्वात्मनः स्वस्वरूपं न स्यात् ॥ २८ ॥

ગુ. ટી. ગુરૂ—હે ભાઇ ! જો તું આનંદ એટલે સુખને જ્ઞાન કરતાં જુદું માનશે તો સત્ ચિત્ આનંદરૂપ આત્માની અંદર દુઃખની પ્રાપ્તિ થશે. જ્યારે સચ્ચિદાનંદ આત્માની અંદર દુઃખ આવ્યું; ત્યાર પછી આત્માનું એ નામ રહેશે નહિ. એટલુંજ નહિ પણ સત્ય, જ્ઞાન અને આનંદનો અનાયાસે નાશ થવાનો પ્રસંગ આવશે; અને તારૂં સ્વરૂપ સુદ્ધાં નહિ સરખું થશે. તથા તું સદેવ

દુઃખ સ્વરૂપે રહેશે. વળી સાંખ્યે આત્માને ભોકતા, ન્યાયશાસ્ત્રે આત્માને કર્ત્તા અને પૂર્વમીમાંસિકે આત્મ ને કર્ત્તા ભોકતા કરીને કહ્યા છે તે લોકોનો સિદ્ધાંત સત્ય ઠરશે, અને શ્રુતિના સિદ્ધાંતમાં દોષાપત્તિ આવશે અને મનઃ કલ્પિત સિદ્ધાંત ખરા ઠરશે. હે ભાઈ! જે વસ્તુ ઉત્પત્તિ વિનાશવાળી છે તેની પાછળ સદૈવ સુખદુઃખ એક સરખું લાગી રહેલું છે; તે નિયમે આ ત્રણે દેહ અને તેની ત્રણે અવસ્થા સદૈવ ઉત્પત્તિ વિનાશવાન હોવાથી એની પાછળ જન્મ વિનાશાદિ વિકાર એક સરખો લાગેલો છે; એ કારણથી સર્વે હું સુખી, હું દુઃખી એમ બોલે છે. તેવી રીતનું આત્માનું સ્વરૂપ ઉત્પત્તિ વિનાશવાન નથી. જો આત્મા ઉત્પત્તિ વિનાશવાળો હોત તો શ્રુતિ આત્માને અસ્તિ, ભાતિ અને પ્રિય એમ શું કામ કહેત? વળી શ્રુતિ કહે છે કે આત્મા નિર્ગુણ, સર્વવ્યાપિ, અજરામર, અજીત, યોગનિદ્રાવાન, અને સુખદુઃખાદિ રહિત છે. આ પંચ-મહાભૂતનાં તત્ત્વો આત્માને બાધ કરી શકતાં નથી, એવી રીતનું આત્મસ્વરૂપ નિર્વિકાર છે. એ નિર્વિકાર વસ્તુમાં સુખદુઃખાદિનો પ્રવેશ થઈ શકતો નથી. હે ભાઈ! સાંખ્ય જે આત્માને ભોકતા કહે છે, તેને ન્યાયશાસ્ત્રી ઇત્યાદિ કર્તા કહે અને તેનેજ પૂર્વ-મીમાંસક કર્ત્તા ભોકતા કહે છે. એ શાસ્ત્રકારો પોતાનો મત સિદ્ધ કરવાને પરસ્પરની અંદર મોટો વાદવિવાદ કરે છે, અને એંજ પંડિતો પોતાના દ્વૈતવાદના ટંટાની અંદરથી અદ્વૈતવાદને સિદ્ધ કરી કહે છે કે આત્માની અંદર એમાંનો કોઈ પણ દોષ લાગુ પડતો નથી, તેથી આત્મા નિર્વિકાર છે. હે વત્સ! જો આત્માની અંદર કર્તૃત્વ લાગુ પડયું તો તેની અંદર ભોકતૃત્ત્વ આવવું જોઈએ. જ્યાં કર્તૃત્વે તથા ભોકતૃત્ત્વે આત્માની અંદર પ્રવેશ કર્યો કે આત્મા વિકારી થયો. તેને માટે પાછળ કહેવામાં આવી ગયું છે કે વિકારવાન વસ્તુ ઉત્પત્તિ વિનાશવાળી છે, અને તેની પાછળ સુખદુઃખાદિ એક સરખું લાગી રહેલું છે. આત્મવસ્તુ ઉત્પત્તિ વિનાશવાન ધર્મ રહિત હોવાથી તેની અંદર કોઈ પણ વિકારનો પ્રવેશ થઈ શકતો

નથી, તેથી આત્મામાં કર્તૃત્વ ભોકતૃત્વ ધર્મ નથી. એવી રીતે જોતાં દ્વૈતવાદી ન્યાય, મીમાંસક અને સંખ્યાદિનો છેવટનો સિદ્ધાંત અપ્રમાણિક ઠરે છે એ કર્તૃત્વ ભોકતૃત્વધર્મ મનનો વિકાર હોવાથી એ સર્વે દ્વૈતવાદીઓ મનને આત્મા માને છે. તે મન, કોઈ કાળે આત્મા થઈ શકતું નથી. જેમ સૂર્યના સામે આગીયા પ્રાણીનો પ્રકાશ શોભે છે, તેમ આત્માની સામે એ મનનો પ્રકાશ શોભે છે. હે ભાઈ! આત્મા સર્વવ્યાપી છે, અને તન એકદેશી કહેવાય છે. શ્રુતિમાતા કહે છે કે આત્માને મન, બુદ્ધિ, વાણી ઇત્યાદિ કોઇ જાણતું નથી. એ કલ્પના બહારનું આત્માસ્વરૂપ એક શ્રુતિના પ્રમાણ વડે જાણવામાં આવે છે. એ આત્માની અંદર સત્, ચિત્ અને આનંદ એ ત્રણ પદ સરખાં રહેલાં છે, એમ તું જાણ, અને એ ઉપરથી તારા આત્માને ઓળખી લે. ॥ ૨૮ ॥

**यथा ज्ञानसत्ताकमानन्दरूपं तथानन्दकं ज्ञानसत्तास्वरूपम् ।**
**न तेषां मिथः किञ्चिदप्यस्ति भेदस्त्वमेकोऽसि चिद्रूपमात्रस्वरूपः**
**॥ २९ ॥**

**सं. टी० । यथा ज्ञानसत्ताकमानन्दरूपमस्ति तथाऽऽनन्दकं ज्ञानसत्तास्वरूपमस्ति । तेषां ज्ञानसत्तानन्दाना मिथोभेदः कश्चिदपि नास्ति । त्वमेकश्चिद्रूपमात्रस्वरूपोऽसि ॥ २९ ॥**

**गु. टी.** ગુરુ—હે ભાઈ, ઉપર બતાવેલા કારણથી જ્ઞાન એટલે ચિત્ પદ અને સત્તા એટલે સત્ પદ એ આનંદરૂપ છે; કારણ કે સત્ સ્વરૂપ જ્ઞાન છે તે આકાશ પ્રમાણે અતિ વિસ્તીર્ણ છે. આત્મસ્વરૂપનું સર્વ વસ્તુ ભૂતજ્ઞાન, બીજી વસ્તુમાં પ્રવેશ કરી શકતું નથી, એકલે એ જ્ઞાન આત્મા સિવાય બીજી વસ્તુ જાણતું નથી, તેથી એ જ્ઞાન આકાશતુલ્ય છે; તેથી બીજી પરિછિન્ન વસ્તુનું જ્ઞાન એ જ્ઞાનમાં કેવી રીતે પ્રવેશ કરી શકે અથવા એ જ્ઞાનને જાણી શકે? તેથી આત્માથી અન્ય વિષય આત્મસ્વરૂપમાં પ્રવેશ કરી શકતા નથી; કારણ આકાશ પ્રમાણે નિશ્ચલ, અવિનાશી, અવિક્રિય, અવ્યય, શૂન્ય, નિત્ય, અદ્વિતીય, અસંગ, અદૃશ્ય, અસ્પર્શ્ય, અગો-

ચર, અકર્તા, અભોક્તા અને જ્ઞાનરૂપ આત્મા સ્થિર છે; તેથી એ જ્ઞાન પ્રાપ્ત થયા પછી પુનઃ તેનો નાશ થતો નથી. એવી રીતની શ્રુતિએ એ જ્ઞાનની નિશ્ચળતા પ્રકટ કરી છે. આત્મસ્વરૂપની અંદર ત્રિપુટીનો ભેદ નથી, તેથી તે શુદ્ધ જ્ઞાન કહેવાય છે. સર્વે અનુભવી જ્ઞાનીઓ એને પરમાર્થતત્ત્વ કરીને કહે છે. એ જ્ઞાનતત્ત્વની અંદર અજ્ઞાન એટલે દુઃખ પ્રવેશ કરી શકતું નથી, તેથી એ આનંદ સત્ ચિત્ રૂપ છે. એ ત્રણ પદની અંદર પરસ્પર ભેદ નથી, માટે એ એક જ્ઞાનસ્વરૂપ છે એમ તું જાણ. હે ભાઈ! જ્યાં અજ્ઞાનરૂપ જડ જોવામાં આવે છે ત્યાં દુઃખ રહેલું છે, તેથી એ દુઃખનું સત્યત્વ જોવામાં આવતું નથી; કારણ કે એનું રૂપાંતર થાય છે, અને એ પરતંત્ર છે; તેથી ત્યાં જ્ઞાનનું સ્વરૂપ સત્યરૂપે નથી. હે ભાઈ! તું જેને જીવ કહે છે તેનું સ્વરૂપ સત્ય નથી. એ જીવને દેહાદિ સંઘાત લાગતાં તે પરતંત્ર સરખો દેખાય છે. એ કારણથી એને જ્યાંસુધી ઉપાધિ છે ત્યાં સુધી એ નિત્ય સત્ય છે એમ કહેવાતું નથી. જીવને અલ્પત્વ, અલ્પજ્ઞત્વ, અલ્પસુખત્વનો જે આભાસ દેખાય છે, એનું કારણ તે પોતાને અને જગતને અલ્પદૃષ્ટિ વડે જુએ છે તે છે. તેથી હું દુઃખી છું, હું સુખી છું, એવું બોલે છે, અને તેથીજ તને તારા આનંદસ્વરૂપમાં દુઃખ જોવામાં આવે છે. સત્ય રીતે જોતાં આત્માનંદની અંદર દુઃખનું નામ સુદ્ધાં નથી એમ તું જાણ, અને તે પોતાના જ્ઞાનરૂપે તું થા. ॥ ૨૯ ॥

**त्रिरूपोऽसि ब्रह्मस्वरूपस्त्वमेव यतः सच्चिदानन्दमूर्तिः सदैव ।**
**जगन्नामरूपादिकं भासते यत्तदस्तीह मिथ्या विना सत्स्वरूपम्॥ ३०॥**

**सं० टी०** । त्रिरूपो ब्रह्मस्वरूपस्त्वमेवासि । यतः सदैव त्वं सच्चिदानन्दमूर्तिरसि । यन्नामरूपात्मकं जगद्भासत इह सत्स्वरूपं विना तज्जगन्मिथ्याऽस्ति ॥ ३० ॥

**ગુ. ટી.** ગુરુ—હે ભાઈ! એ સત્ ચિત, આનંદ એ ત્રણે પદ એક બ્રહ્મસ્વરૂપ છે, અને સત્ય રીતે જોતાં એ તારૂં સ્વરૂપ છે, એ

કારણથી તું સદૈવ સચ્ચિદાનંદ મૂર્તિરૂપ છે. તને જે કાંઈ આ નામ-રૂપાત્મક જગપસારાનો ભાસ થાય છે, તે કેવળ મિથ્યા છે. તે છતાં એ મિથ્યાની અંદર જે સત્યપણું જોવામાં આવે છે, તે તારા સત્ય-સ્વરૂપના સંબંધના યોગે જોવામાં આવે છે. જો એ નામરૂપાત્મક જગતની અંદરથી તું તારા સત્યસ્વરૂપને બહાર કાઢશે તો તને એ સર્વે મિથ્યા દેખાશે; હવે તુ એને માટે શ્રવણ કર. પાછળ કહેલી ચાર અવસ્થાનો સાક્ષી સદૈવ વિદ્યમાન હોવાથી એનાપર આવેલી આગંતુક ઉપાધિ નષ્ટ થતાં તેને સર્વે આત્મા અથવા બ્રહ્મ કહે છે. એ બ્રહ્મસ્વરૂપની અંદર અજ્ઞાનનું નામ સુદ્ધાં નથી. એ આત્માના સ્વરૂપને ભ્રાન્તિરૂપ અજ્ઞાન જેને આપણે માયા કહીએ છીએ તેણે ઢાંકી દીધું છે એટલુંજ નહિ પણ વિક્ષેપ એટલે મિથ્યાજ્ઞાનને તે ઉત્પન્ન કરે છે. સુષુપ્તિમાં એક માયા માત્ર છે, તેથી આત્માનું સત્યસ્વરૂપ દેખાતું નથી. સ્વપ્ન જાગૃતમાં એ અજ્ઞાન વિદ્યમાન રહી ઇંદ્રિયાદિદ્વારા ભ્રાન્તિજ્ઞાન ઉત્પન્ન કરતાં આ સુખદુઃખરૂપ સંસાર આપણને દેખાય છે. એ મૂળ અજ્ઞાન અને ભ્રાન્તિજન્ય વિપરીત જ્ઞાનની અંદર શુદ્ધ સ્વરૂપ જ્ઞાન વિદ્યમાન રહેલું હોવાથી આપણે કહીએ છીએ કે મને જ્ઞાન નથી. એ અજ્ઞાન દર્શાવનાર જે સાક્ષી છે તેજ શુદ્ધજ્ઞાન કહેવાય છે. મને અમુક વસ્તુનું યથાર્થ જ્ઞાન થતું નથી, એ જાણનારા સાક્ષીને તું શુદ્ધ જ્ઞાનસ્વરૂપે જાણ. એવી રીતે સ્વતંત્રપણે શુદ્ધજ્ઞાન સર્વની અંદર રહેલું છે, તેથી એ સત્ એટલે સત્ય છે. આ પ્રમાણે તપાસીને જોતાં અજ્ઞાન અને અન્યથા જ્ઞાનનું નિત્યપણું ઠરતું નથી. તેથી તે અસત્ અથવા અસત્ય કહેવાય છે, એને અસત્ નહિ કહેતાં મિથ્યા કહે છે, તેનું કારણ એ છે કે એની અંદર સત્ અને અસતનું મિશ્રણ રહેલું છે. એનેજ અદ્વૈતવાદી માયા કહે છે. એમનો સિદ્ધાંત છે કે શુદ્ધસ્વરૂપીજ્ઞાન સદ્ વસ્તુ છે. એ સિદ્ધાંત ગ્રહણ કરતાં અન્ય મતવાદીના સર્વે સિદ્ધાંત અયથાર્થ એટલે મનઃકલ્પિત ઠરે છે. એ અદ્વૈતસિદ્ધાંત કહે છે કે જીવ અને સૃષ્ટિ ઉત્પન્ન થઈ નથી, તેમ થનાર પણ નથી. બ્રહ્મ સિવાય અન્ય વસ્તુ નથી. જે કાંઈ નામ રૂપાત્મક જોવામાં

આવે છે તે સર્વ ભ્રાન્તિનો બજાર છે. સ્વયંભૂ બ્રહ્મ નિર્વિકાર હોવાથી તે ઉત્પન્ન થતું નથી, જીવ અને જડ વસ્તુની ઉત્પત્તિ કરતું નથી, તેમ જીવ અને જડ વસ્તુનું રૂપ ધારણ કરતું નથી. બ્રહ્મ દૃષ્ટિએ જોતાં પ્રપંચની ઉત્પત્તિ નથી. જીવદૃષ્ટિએ વ્યવહારમાં જે પ્રપંચની ઉત્પત્તિ જોવામાં આવે છે તે ભ્રાન્તિજન્ય છે. ભ્રાન્તિનો ઉત્પત્તિને નાશ કહેવો એ સર્વથા અયોગ્ય છે. આત્મસ્વરૂપ સર્વ દુઃખ વિનાશક, અવ્યય, કાર્યકારણ શૂન્ય, અજ્ઞાન રહિત અને નિષ્પ્રપંચ છે. એ આત્મજ્ઞાન થવા માટે અજ્ઞાન અને અન્યથા જ્ઞાનનો નિરાસ થવો જોઈએ. જેમ મલિન આરસાની અંદર જોતાં આપણું મુખ બરાબર નહિ દેખાતાં કંઈક વિચિત્ર દેખાવ આપે છે; તેમ બુદ્ધિ, વિષયવાસનાવડે મલિન થવાથી આપણને આપણું સત્ય-સ્વરૂપ દેખાતું નથી, તેથી શ્રવણ, મનન, જપ, તપ, યોગ અને ધ્યાનાદિવડે બુદ્ધિના દોષો કાઢી, ઉપર કહ્યા પ્રમાણે ત્રણ દેહને ભૂલી આત્માવડે આત્માને જોવો જોઇએ. તે વખતે આ નામરૂપનો ભાસ તારા ઉપરથી જઈ તને તારૂં સ્વસ્વરૂપ આ જગતમાં જ્યાં ત્યાં જોવામાં આવશે, અને તારો આત્મા પ્રપંચ રહિત મંગળમૂર્તિ દેખાશે. માટે સચ્ચિદાનંદ સ્વરૂપ હું છું એવો નિશ્ચય કર. ॥ ૩૦ ॥

यतः साक्षिरूपस्त्वमेवानुपश्य जगद्भासते नैव निद्राप्रवृत्तौ ।
यदज्ञानतो दृश्यते विश्वरूपं तदप्यस्ति मिथ्या यथा रज्जुसर्पः ॥ ३१ ॥

सं. टी. । यतः साक्षिरूपस्त्वमेव निद्राप्रवृत्तौ जगन्नैव भासत इत्यनुपश्य। यथा रज्जुसर्पो मिथ्या तथा यदज्ञानतो विश्वरूपं दृश्यते। अतस्तदपि विश्वरूपंमिथ्या ॥ ३१ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! ઉપર કહેલાં કારણથી સિદ્ધ થાય છે કે તારો સાક્ષી તુંજ છે, કારણ કે નિદ્રાપ્રસંગે જાગ્રતમાં જોવામાં આવતું આ જગત તેમ મનાદિ કોઈનાજ જોવા જાણવામાં આવતું નથી. તેમ તારા પણ જોવા જાણવામાં આવતું નથી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે તારા સત્યસ્વરૂપમાં આ નામરૂપાત્મક જગત દેખાય છે, તે અજ્ઞાનના કારણથી દેખાય છે તેથી આ દેખાતું

વિશ્વ મિથ્યા છે. એ મિથ્યા જગભ્રાન્તિ તારા સત્યસ્વરૂપપર રજ્જુસર્પવત્ અસત્ છે, તેને માટે તું શ્રવણ કર. આત્માએ જગનિર્માણ કેવી રીતે કર્યું, અને જીવપણું કેવી રીતે આવ્યું તેને માટે કહેવામાં આવે છે. હે ભાઈ! મંદ અંધકાર એટલે જ્યાં પૂર્ણ પ્રકાશ પણ નહિ અને પૂર્ણ અંધકાર પણ નહિ, તેમાં પડેલી દોરીના ઉપર આપણે સર્પ, દંડ, જળધારા વગેરે અનેક કલ્પના કરીએ છીએ, તેનું કારણ એ છે કે પ્રથમ આપણને દોરીનો નિશ્ચય નથી. જો દોરીનો નિશ્ચય હોત તો તેનાપર સર્પાદિ ભ્રાન્તિ કરવાનો પ્રસંગ આવત નહિ. જેના સ્વરૂપનો આપણને નિશ્ચય છે તેની અંદર ભ્રાન્તિ ઉત્પન્ન થતી નથી. આ રજ્જુસર્પનું દૃષ્ટાંત મિથ્યા આરોપ સિદ્ધ કરવા માટે છે. આત્મસ્વરૂપ, વિશુદ્ધ, એક, જ્ઞાનરૂપ અને અવ્યય છે, એવો નિશ્ચય નહિ હોવાથી આત્મા જીવ છે, અલ્પજ્ઞ છે, પ્રાણ છે, મન છે, સ્થૂળ શરીર છે એમ કહી નાનાં પ્રકારનો આરોપ આપણે આત્મા ઉપર કરીએ છીએ, એવી રીતે જીવ અજ્ઞાનને વશ થઈ આત્મસ્વરૂપપર અયોગ્ય આરોપ કરે છે, તેથી કાંઈ આપણા સત્યસ્વરૂપમાં એ દોષ પ્રવેશ કરી શકતો નથી; જેમ રજ્જુપર ભ્રાન્તિવડે ઉત્પન્ન થયેલો સર્પ, દોરીનો સંબંધ કરી શકતો નથી, અથવા એ દોરીની અંદરથી ઉત્પન્ન થયો અને પુનઃ દોરીની અંદર સમાયો એવું પણ કહી શકાતું નથી; કારણકે ભ્રાન્તિજન્ય વસ્તુની ઉત્પત્તિ, લય નથી, તેથી એ રજ્જુ સર્પવડે દોરીના મૂળ સ્વરૂપમાં ફેરફાર થઈ શકતો નથી. જો દોરી સર્પ થઈ હોત તો દોરીના સ્વરૂપમાં વિકાર ઉત્પન્ન થઈ તેમાં વધઘટપણું આવત, અને તેનું ઉત્પત્તિ સ્થાન દોરી કહેવાત, તેવી રીતે આત્મા ઉપર આ દેખાતું જગત આત્માનો સંબંધ કરી શકતું નથી, અથવા આત્માની અંદરથી એ જગત ઉત્પન્ન થયું અને પુનઃ આત્માની અંદર સમાયું એમ કહી શકાતું નથી; કારણ ભ્રાન્તિજન્ય વસ્તુની ઉત્પત્તિ લય નથી, તેથી આ જગભ્રાન્તિના નામરૂપ પસારાવડે આત્મસ્વરૂપમાં ફેરફાર થતો નથી. જો આત્મા વિકાર પામી જગતરૂપે થયો હોત તો આત્મસ્વરૂપમાં વધઘટપણું થાત, અને જગતની

ઉત્પત્તિનું સ્થાન આત્મા કહેવાત; પરંતુ આત્મસ્વરૂપ દોરી પ્રમાણે જગભ્રાન્તિથી અતિ જુદું હોવાથી આત્માનો અને જગભ્રાન્તિનો સંબંધ થઈ શકતો નથી, તેથી જાગૃત, સ્વપ્નાની અંદર દેખાતો જગભ્રાન્તિનો પસારો ખોટો કહેવાય છે, અને એ સર્વે મનઃકલ્પિત ખેલ છે. પ્રથમ આત્માએ જીવસ્વરૂપની કલ્પના સિદ્ધ કરતાં મન અમુક વસ્તુ જોઈએ એવી ઈચ્છા કરે છે, પછી તે મેળવવાને કર્મ કરે છે, અને ઈચ્છા પ્રમાણે મળતાં આનંદ માને છે, અને તે ઈચ્છાની વિરૂદ્ધ થતાં દુઃખ માને છે, એવી રીતે આત્માની અંદર જીવદશા ઉત્પન્ન થઇ. હે ભાઈ! શુદ્ધ આત્મસ્વરૂપમાં એવી રીતનો હેતુફલ રહેલો નથી. જેમ શુદ્ધ અને નિશ્ચળ રજ્જુપર અમંગળ અને ચંચળ સર્પભાવના મનઃકલ્પિત છે; તેમ આત્માપર એ ભાવના મનઃકલ્પિત છે. એવી રીતે આત્માએ મનરૂપે થઈ આ દેહ નિર્માણ કર્યો. જેવી રીતે દેહ ઉત્પન્ન થયો તેવી રીતે આ જગતની પણ ઉત્પત્તિ થઈ છે એમ તું જાણ. એને માટે પાછળ કહેવાઈ ગયું છે. મન બે પ્રકારનું છે. તેમાં એક મન સ્થિર શુદ્ધરૂપ છે અને બીજું અશુદ્ધ કલ્પનારૂપ છે. એ અશુદ્ધ મન પોતાની કલ્પનાવડે વિષયવાસનાને વધારી દુઃખરૂપ ભવસાગરમાં ડુબાડે છે, અને સ્થિર શુદ્ધ મન એ ભવસાગરના દુઃખમાંથી મુક્ત કરે છે. એ શુદ્ધ મનની અંદર કોઈ પણ વાસનારૂપી બીજ નથી, તેથી તેની અંદરથી સંસારરૂપી અંકુર ઉત્પન્ન થતો નથી. અશુદ્ધ મનની અંદરથી અનેક સંકલ્પરૂપ ફાંટા ફૂટી તે અનેક સ્વરૂપને ધારણ કરે છે, અને કહે છે કે મારી તૃપ્તિ માટે અન્નવસ્ત્ર, સ્ત્રી, પુત્ર, ઘરબાર અને ધનાદિ સાધન જોઈએ, પછી તે મેળવવાને કર્મની અંદર સ્વતઃ આનંદપૂર્વક જોડાય છે, અને આ સંસારનાં સુખદુઃખને ભોગવે છે. એવી રીતે એ સર્વે મનઃકલ્પિત ભ્રાન્તિનો બજાર છે. એ પ્રકારે અશુદ્ધ મને સર્વને બંધન કર્યાં છે. એ બંધન અસંગ નામના શસ્ત્ર સિવાય છેદી શકાતું નથી. એવી રીતે આ જગભ્રાન્તિનો પસારો અજ્ઞાનવડે ઉત્પન્ન કરેલો હોવાથી તે નિદ્રાની અંદર દેખાતો નથી. માટે તું નિદ્રાનો સાક્ષી અથવા તુંજ

તારો સાક્ષી છે એમ જાણ અને આ રજ્જુસર્પવત્ દેખાતા જગ-ભ્રાન્તિના આભાસને છોડી દે. ॥ ૩૧ ॥

यतो बुद्धितो भासते वै प्रपञ्चः पुनः स्वप्नजाग्रत्तु विज्ञानमेव ।
यदा बुद्ध्यभावस्तदा केवलं तद्विभातीह निर्वाणकं निर्विकल्पम् ॥३२॥

सं. टी. । यतः स्वप्नजाग्रत्सु प्रपञ्चो बुद्धितो भासते पुनर्विज्ञानमेवास्ति । यदा सुषुप्तौ बुद्ध्यभावस्तदा सुषुप्तौ केवलं निर्वाणकं निर्विकल्पं तद्विज्ञानमेवास्ति ॥ ३२ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! બુદ્ધિ અથવા મન, નિદ્રામાંથી જાગૃત થતાની સાથેજ પુનઃ સ્વપ્ન જાગૃતનો અજ્ઞાન માયા પ્રપંચ આપણા જોવામાં આવે છે. એ સ્વપ્નજાગ્રત માયિક પ્રપંચનું જ્ઞાન જ્યાંસુધી મનોવાસના જીવંત છે, ત્યાંસુધી એ વાસના અનુસાર થાય છે. જ્ઞાન યોગવડે મુમુક્ષુની એ વાસનાનો જ્યારે સમૂળો નાશ છે ત્યારે મુમુક્ષુનો મન ઇન્દ્રિયાદિ સર્વ સમુદાય જાગ્રત છતાં પોતાના મૂળ સ્વરૂપમાં એટલે બ્રહ્માનંદમાં લીન થઈને રહે છે, અને નિદ્રા પ્રમાણે કોઈજ વિષય ગ્રહણ કરતો નથી. એવી રીતની વિલક્ષણ સ્થિતિને જ્ઞાની લોકો તુર્યાવસ્થા કહે છે. એ જ્ઞાનરૂપ આત્માનું સ્વરૂપ પ્રકટ થતાં તે જગાપર બુદ્ધિનો અભાવ થાય છે. તે સમયે આત્માનું કેવળ નિર્વિકલ્પ, નિર્વાણ સ્વરૂપ તે મહાત્મા શિષ્યના જોવામાં આવે છે. અંતઃકરણના મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચારે ભેદથી આત્મા પર રહેલો છે, તેથી બુદ્ધિ ઇત્યાદિ કોઈ કાળે આત્મા થઈ શકતાં નથી. કદાચ તું કહેશે કે વિજ્ઞાનવાદી બૌદ્ધો બુદ્ધિને આત્મા માને છે તે સિદ્ધાંત શું ખોટો છે? એને માટે તું શ્રવણ કર. એ વિજ્ઞાનવાદી બૌદ્ધો કહે છે કે આત્મા દેહ વ્યતિરિક્ત છે ખરો, પણ એ આત્મા બુદ્ધિગમ્ય હોવાથી તેનું સ્વરૂપ ક્ષણિક છે. તેથી આત્મા બુદ્ધિ કરતાં જુદો નથી, માટે બુદ્ધિજ આત્મા છે. એવી રીતે હોવાથી આત્માનું સ્વરૂપ ક્ષણિક છે. તેથી આત્મા ક્ષણેક્ષણ ઉત્પન્ન થઈ નષ્ટ થાય છે. આ

કારણથી આ જગપસારો ક્ષણિક દેખાય છે. આ જગતની કોઈ વસ્તુ સ્થિર નથી, એ ઉપરથી સિદ્ધ થાય છે કે જેવું જેનું કારણ તેવું તેનું કાર્ય હોવું જોઈએ, એ નિયમાનુસાર બુદ્ધિ એજ આ નામરૂપ જગતનું કારણ છે, અને એ બુદ્ધિએજ આ જગત નિર્માણ કર્યું છે, તેથી આ જગતની ઉત્પત્તિ તથા લય દેખાય છે. જેવી રીતે બુદ્ધિનું સ્વરૂપ ક્ષણિક છે, તેવી રીતે તેનું ઉત્પન્ન કરેલું જગ-કાર્ય પણ ક્ષણિક છે. હે ભાઈ! એ લોકોએ આ જગતના અને બુદ્ધિના ક્ષણિકપણાનો જે સિદ્ધાંત કર્યો છે તે યથાર્થ હોવાથી એ સિદ્ધાંતને અદ્વૈતવાદી માન્ય કરે છે; પરંતુ બુદ્ધિ આત્મા થઈ શકતી નથી, અને આત્માનું સ્વરૂપ ક્ષણિક નથી. એ તને બૌદ્ધવાદીના સિદ્ધાંતનો દોષ બતાવ્યો. હવે એ સિદ્ધાંતનું ખંડન કરવામાં આવે છે તે તું શ્રવણ કર. હે ભાઈ! બુદ્ધિને ક્ષણિક માનતાં તેનું કાર્ય જે સંકલ્પાદિ તેમાં અનાયાસે ક્ષણિકપણું આવ્યું, એ કારણથી સંકલ્પ ઉત્પન્ન થઈને નષ્ટ થાય છે. એ ઉત્પત્તિ વિનાશવાન સંકલ્પનો સાક્ષી કોણ, એ એની અંદરથી પ્રશ્ન ઉદ્ભવ થાય છે. કદાચ તું કહેશે કે એ સંકલ્પનો સાક્ષી બુદ્ધિ છે તો એ તારૂં કહેવું ઠીક છે; પરંતુ સંકલ્પ અને બુદ્ધિનું સ્વરૂપ ક્ષણિક છે, એટલે તેનો નાશ થતાં કરેલા સંકલ્પનું પુનઃ સ્મરણ ન થવું જોઈએ. જેમ કાચી તાજી જળયુક્ત મૃત્તિકાનો ઘટ તૈયાર કરી તેની અંદર પાણી ભરતાંની સાથે તેનું અસ્તિત્વ નષ્ટ થાય છે, અને તે ઘટ પુનઃ જળ ભરવાના ઉપયોગમાં આવતો નથી, એનું નામજ ક્ષણિકત્વ છે. તેવી રીતે વિજ્ઞાનવાદીની બુદ્ધિ અને સંકલ્પ ક્ષણિક હોવાથી તેનો કરેલો તે સંકલ્પ પુનઃ ઉત્પન્ન ન થવો જોઈએ તેમ તેનું સ્મરણ સુદ્ધાં પણ નહિ આવવું જોઈએ; પરંતુ તેવી રીતે આપણા જોવામાં કે અનુભવવામાં આવતું નથી. હે વત્સ! આપણો બાલ્યાવસ્થા કે યુવાવસ્થામાં કરેલો સંકલ્પ વૃદ્ધાવસ્થામાં જોવા જાણવામાં આવે છે, એ સ્મરણ બુદ્ધિમાં કોની સત્તા વડે આવ્યું? એટલુંજ નહિ પણ આપણી બુદ્ધિ જે જે સંકલ્પનો નિશ્ચય કરે છે તે તે સંકલ્પ પુનઃ પુનઃ ઉત્પન્ન થાય છે. તે ઉદ્ભવ કરાવનાર બુદ્ધિ કરતાં અન્ય

કોઈ હોવો જોઈએ, તે સિવાય કરેલા સંકલ્પનું પુનઃ સ્મરણ થાય નહિ. એને માટે તુંજ જરા વિચાર કર. આપણે નિત્ય કોઈ એક સંકલ્પનો નિશ્ચય કરી નિદ્રા કરીએ છીએ, તે વખતે આપણી બુદ્ધિ અને સંકલ્પ એ બેમાંથી કોઇનુંજ અસ્તિત્વ રહેતું નથી. તેમ છતાં જાગ્રત થતાની સાથે બુદ્ધિ તે સંકલ્પનું સ્મરણ કરી તે કાર્યમાં જોડાય છે. એ સ્મરણ, બુદ્ધિને કોની સત્તાવડે આવ્યું ! એવી રીતે બુદ્ધિનો સર્વે વ્યવહાર જોતાં સિદ્ધ થાય છે કે બુદ્ધિથી પર સર્વેને જાણનારો અને બુદ્ધિના કરેલા સંકલ્પનું વિસ્મરણ થતાં તે સંકલ્પનું પુનઃ પુનઃ સ્મરણ કરાવનારો બુદ્ધિનો સાક્ષી તેના કરતાં અન્ય હોવો જોઈએ, અને તે બુદ્ધિના કરતાં વિલક્ષણ સ્વરૂપનો બુદ્ધિથી જુદો હોવો જોઇએ. તે સિવાય બુદ્ધિનો સાક્ષી કહી શકાય નહિ. હે ભાઈ! દીવાનો બુઝાવનાર દીવાની સાથે મુઓ, એવું તેં જોયું કે જાણ્યું છે ? તે પ્રમાણે બુદ્ધિના નાટકનો જોનાર બુદ્ધિ નષ્ટ થતાંની સાથે નષ્ટ થતો નથી, તેનું નામ આત્મા છે. તે નિર્વિકાર, અવ્યય, શૂન્ય, અદ્વિતિય, અસંગ અને આકાશ પ્રમાણે નિશ્ચલ છે, કર્તૃત્વ, ભોકતૃત્વ રહિત છે. એવી રીતનો એ જ્ઞાનસ્વરૂપ આત્મા સ્થિર છે એમ શ્રુતિ કહે છે. એ નિશ્ચલ આત્માના પરમાર્થ સ્વરૂપનું વર્ણન વિજ્ઞાનવાદીઓએ કોઈ જગાએ કર્યું નથી એ ઉપરથી સિદ્ધ થાય છે કે વિજ્ઞાનવાદી બૌદ્ધોને એ આત્મતત્ત્વ જાણવામાં આવ્યું નથી. હે ભાઈ! માયાનું કાર્ય જે બુદ્ધિ તે આત્મા થઈ શકતી નથી, તેથી એ વિજ્ઞાનવાદીનો સિદ્ધાંત મનઃકલ્પિત કહેવાય છે. તેથી તું શ્રુતિ સિદ્ધાંતના આધારે તારા વિકલ્પ આત્માને જો અને જાણ. ॥ ૩૨ ॥

**यथा चुम्बुकेनाशु लोहो जडोऽपि ध्रुवं चाल्यतेऽकर्तृकेणापि पश्य ।**
**तथैव त्वमेकोऽप्यकर्तृस्वरूपः समस्तेन्द्रियाणां सदा चालकोऽसि ३३**

**स. टी० यथाऽकर्तृकेणापि चुम्बुकेन जडो लोह आशु निश्चयेन ध्रुवं चाल्यते, हे शिष्य त्वं पश्य, तथैव त्वमेकोऽप्यकर्तृस्वरूपः सन्सदा समस्तेन्द्रियाणां चालकोऽसि ॥ ३३ ॥**

ગુ. ટી. ગુરુ—હે ભાઈ ! તું કહેશે કે આ નામ રૂપાત્મક સર્વ જગત જડ છતાં તેની અંદર ચલાયમાનપણું એટલે ચૈતન્યપણું ક્યાંથી આવ્યું ? તેને માટે આ શ્લોકમાં દ્દષ્ટાંત આપી સમજાવ્યું છે તે તું શ્રવણ કર. ચુંબક નામનો પત્થર સ્વતઃ જડ છતાં તેની સમીપ લોખંડ આવતાં તે લોખંડ અનાયાસે હાલતું દેખાય છે, અને તે જગાએ ચુંબકનું નિશ્ચલપણું જોવામાં આવે છે; તેમ પરમેશ્વરી માયાએ આ જગભ્રાન્તિના જડ પસારાની પરસ્પર યોજના એવી કરી છે કે તે સર્વે જડ છતાં આપણને ચૈતન્ય સરખું જોવામાં આવે છે; પરંતુ એમાં ચૈતન્યપણું મૂળેજ નથી. એને માટે શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહ્યું છે કે "भ्रामयन्सर्वं भूतानि यंत्रारूढानि मायया" જેમ યંત્રકાર સ્વતઃ યંત્ર થકી જુદો રહી પોતાની જડ સમુદાયની રચેલી યંત્રકળા ચલાવે છે તે તેં પ્રત્યક્ષ જોયું છે. તેમ આત્માની સત્તાવડે આ જગયંત્ર ચાલે છે, પરંતુ આત્માને એનો કિંચિત્‌માત્ર સંબંધ નથી. પરમાત્માની માયાએ પૃથ્વીથી આરંભી આકાશ પર્યંત જે જે તત્ત્વ ઉત્પન્ન કર્યાં તે એકના કરતાં એક દશ દશ ગણાં વધારે છે; એટલે પૃથ્વી કરતાં જળ દશગણું છે, તેના કરતાં અગ્નિતત્ત્વ દશગણું વધારે છે, તેના કરતાં વાયુતત્ત્વ દશગણું વધારે છે, તેના કરતાં આકાશતત્ત્વ દશગણું વધારે છે. એવી રીતે પરસ્પરની યોજના કરી, તેને એકબીજા સાથે મેળવી આ જગયંત્રનો પસારો ઉભો કર્યો. આ જગયંત્રની અંદર પંચભૂતનાં તત્ત્વોની મેળવણીનું વધઘટપણું હોવાથી તે યંત્ર વિલક્ષણ દેખાય છે, એને માટે પાછળ પંચીકરણ કહેવાઈ ગયું છે. તેમાં પૃથ્વીને આધારે રહેનારા પ્રાણીમાં પૃથ્વીતત્ત્વ વધારે છે, જળની અંદર રહેનારાં પ્રાણીમાં જળતત્ત્વ વિશેષ છે, તેવી રીતે પ્રત્યેક ભૂતસૃષ્ટિ માટે જાણી લેવું. આ જગયંત્રનો ઉભારો કેવળ જડ છે. જેમ ચુંબકને લોખંડનો વિકાર અથવા કર્તૃત્વ લાગુ પડતું નથી; કારણ ચુંબકનો એ સ્વભાવ છે, તેમ માયાને આ જગયંત્રનો વિકાર અથવા કર્તૃત્વ લાગુ પડતું નથી, કારણ એ અજ્ઞાનમાયાશક્તિનો સ્વભાવ છે. જેમ ચુંબક અને લોખંડ એ બંને વસ્તુ

જડ હોવાથી તેમનો પરસ્પર સંબંધ અનાયાસે થતો નથી, પણ એ સંબંધમાં અન્ય જેમ નિમિત્ત માત્ર છે; તેમ માયા અને આ પંચભૂતાદિ જડ હોવાથી તેનો પરસ્પર સંબંધ સહેજ થતો નથી, તેથી એની અંદર ચૈતન્ય આત્મા નિમિત્ત માત્ર છે, એને માટે તને રજ્જુસર્પનું દૃષ્ટાંત આપી સમજાવ્યું, તેવી રીતે આત્માના નિમિત્ત થકી આ જગતંત્ર ચાલે છે. તેથી તું એક અકર્તા છતાં આ સર્વે દેહ ઇંદ્રિયના સમુદાયને ચલાવે છે, તેથી આ જગભાસનું નિમિત્ત કારણ તુંજ છે એમ જાણ. ॥ ૩૩ ॥

तथा भ्राम्यतेऽचापलोऽपीन्द्रियाणां गणः कर्मदोषैर्वियुक्तो भवाब्धौ।
तवासन्नमेवाप्तुकामः प्रयत्नाद्यथा चुम्बकं धावते लोहखण्डः ॥३४॥

सं० टी० । यथा लोहखण्डश्चुम्बकं धावते तथा भवाब्धौ कर्मदोषैर्वियुक्तोऽचापलोपीन्द्रियाणां गणस्तवासन्नमिवाप्तुकाम अत एव प्रयत्नाद्भ्राम्यते ॥ ३४ ॥

ગુ. ટી. ગુરુ—હે ભાઈ ! જેમ લોખંડનો ટુકડો ચુંબકને જોઈ વિના કારણ અતિ પ્રયત્નપૂર્વક તેની સન્નિધ ભ્રમણ કરે છે. એ ભ્રમણથી ચુંબક અથવા લોખંડને કંઈજ ફાયદો નથી, કારણ એ બંને જડ અને નિષ્કામી છે; તેમ દેહ ઇંદ્રિયાદિ સમુદાય આત્માચૈતન્યની માયાશકિતની સન્નિધ થતાં પોતપોતાના કર્મની અંદર વિનાકારણ ભ્રમણ કરે છે. એનાથી આત્માની માયાશકિતને કે દેહાદિ સમુદાયને કંઈજ ફાયદો નથી, તો પછી આત્માને માટે તો કહેવાનુંજ શું રહ્યું ! કારણ આત્મા નિર્ગુણ, નિરાકાર, ધર્માધર્મરહિત, સર્વવ્યાપી, પૂર્ણાનંદથી ભરપૂર, આપ્તકામી, અખંડ અને એકરસ છે, અને દેહેંદ્રિય સમુદાય સગુણ, સાકાર, ઉત્પત્ત્યાદિ ધર્મવાન, એકદેશી, જડ, જેની અંદર આનંદનું નામ નથી એવો, અને જેનો, અગ્નિની જ્વાળા પ્રમાણે ક્ષણોક્ષણ નાશ થતો જોવામાં આવે છે એવી રીતના વિરૂદ્ધ ધર્મી દેહાદિનો અને આત્માનો સંબંધ કેવી રીતે થઈ શકે ? જ્યારે એ પરસ્પરનો સંબંધજ ન થાય ત્યારે એ આત્મા દેહાદિના કર્મમાં કેવી રીતે લીસ થાય ?

વળી આત્મા આપ્તકામી હોવાથી તેને કોઈનીજ જરૂર નથી: એવી રીતે છે, છતાં જે આ ભવભ્રમણ જોવામાં આવે છે તે ત્રિગુણાત્મક માયાના યોગે છે. એ યોગથી દેહેંદ્રિય સમુદાય કર્મ ઉત્પન્ન કરે છે, અને મન તેના પાપપુણ્યનું અભિમાન ધારણ કરી વિના કારણ આ જન્મમરણ રૂપી ભવસાગરના ચક્રમાં પડે છે. હે ભાઈ! આ દેહાદિનો ખેલ સોકટાં–બાજીની ગમત સરખો છે. જેમ તે બાજીનું અભિમાન છોડતાં તે ખેલ અટકી પડે છે; તેમ દેહાદિનું અભિમાન છોડતાં એ ખેલ અટકી પડે છે. જ્યાંસુધી મનને દેહાદિકનું અભિમાન છે ત્યાંસુધી મન નાના પ્રકારના મનોરથ ઉત્પન્ન કરી તે તે કર્મમાં પ્રવૃત્ત થાય છે, અને તેના યોગે વાસનાનુસાર નાના પ્રકારની યોનિ પ્રાપ્ત કરે છે. એમાં પુણ્યરૂપ સત્ત્વગુણી કર્મવડે દેવયોનિની પ્રાપ્તિ થાય છે, પુણ્ય પાપરૂપ મિશ્રિત કર્મવડે મનુષ્યયોનિ મળે છે, રજોગુણી કર્મવડે પશુપક્ષ્યાદિ યોનિ મળે છે, અને તમોગુણી કર્મવડે વૃક્ષાદિકનો જન્મ મળે છે. એવી રીતે ત્રિગુણાત્મક કર્મનાં જુદાં જુદાં ફળ મળે છે; એ કારણથી તું એ જડ દેહાદિનો સંબંધ છોડી પોતાના સ્વસ્વરૂપે થા, એટલે તને આ ભવસાગરનું દુઃખ જોવામાં આવશે નહિ. જો તું કોઈજ કર્મના અભિમાન રૂપ ગુણ–દોષમાં લિપ્ત નહિ થશે તો તારાં દેહાભિમાનનો નાશ થશે. માટે તું દેહાદિકનું અભિમાન છોડી દેહથી વેગળો રહી આ દેહના પ્રારબ્ધના ખેલને જો, એટલે તારામાં હર્ષ શોક રહેશે નહિ. ॥ ૩૪ ॥

**त्वमेतादृशः [illegible] ह्यलिप्तः सदा साक्षिरूपोऽविलक्ष्यः ।**
**जडः सर्वदेहेन्द्रियाणां समूहस्त्वदालम्बमात्रेण संवर्ततेऽन्तः ॥३५॥**

**सं० टी० हि त्वमेतादृशः सच्चिदानन्दस्वरूप उताऽलिप्तः सदा साक्षिरूपोऽविलक्ष्योऽसि । सर्वदेहेन्द्रियाणां जडः स[illegible]हस्त्वदालम्बमात्रेणान्तः स्वस्वविषयेषु संवर्तते ॥३५॥**

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય! આરંભથી આ શ્લોક સુધી તને તારૂં સચ્ચિદાનંદ સ્વરૂપ સિદ્ધ કરી બતાવ્યું, આ શ્લોક સચ્ચિદા-

નંદ પદના ઉપસંહારાર્થે છે. હે ભાઈ ! તું સચ્ચિદાનંદ રૂપ છે, તું અલિપ્ત છે, તું સદૈવ દેહાદિ અને આ જગપસારાનો સાક્ષી આકાશ પ્રમાણે સર્વવ્યાપી છે. હવે આત્માના સાક્ષીપણા માટે શ્રવણ કર. અંતઃકરણની અંદર મન આદિ જે જે કાંઈ ગુપ્ત પ્રપંચ રચે છે, તેને આત્મા જાણી લે છે, અને તે કર્માનુસાર તેની:વાસના પ્રમાણે તેને સુખદુઃખ રૂપી ફળ આપે છે, એ કારણથી આત્મા મનાદિનો સાક્ષી કહેવાય છે, તે છતાં એને કોઈજ જાણતું નથી, એવી રીતનું આત્માનું વિલક્ષણ સ્વરૂપ છે. એ આત્માના આલંબન એટલે આધાર વડે આ દેહાદિ સર્વે જડસમુદાય પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તેમ છતાં સચ્ચિાનંદ આત્માને તેનો જરાપણ સંબંધ નથી.

શિષ્ય:—હે ગુરુજી ! આપશ્રી આત્માનું સચ્ચિદાનંદ નામ આપો છો, અને તે નામ, રૂપ રહિત છે એમ કહો છો. વિજ્ઞાનવાદી પંડિત કહે છે કે, " **नामानामि अविनाभाव** " એટલે જ્યાં નામ પડયું, ત્યાં વસ્તુનું સ્વરૂપ અવશ્ય હોવું જોઈએ. કારણ નામ અને વસ્તુનો પરસ્પર સંબંધ છે. જ્યાં વસ્તુ છે ત્યાં નામ છે, અને નામ છે ત્યાં વસ્તુ છે; એ પ્રમાણે પોતાના સિદ્ધાંતમાં બતાવી વેદાન્ત સિદ્ધાંતનું ખંડન કરે છે. તેવી રીતે આપશ્રી પણ કહો છો, ત્યારે એ લોકોનો સિદ્ધાંત કેવી રીતે અસત્ય કહેવાય. આપશ્રી પણ આત્માને સચ્ચિદાનંદ નામથી ઓળખાવો છો. તે ઉપરથી સિદ્ધ થાય છે કે આત્મા એ પણ એક વસ્તુ હોવી જોઈએ, અને તેને જાણનાર પણ કોઈ હોવો જોઈએ એવું મારૂં માનવું છે.

ગુરુ—હે ભાઈ ! આત્માનું સ્વરૂપ નામરૂપ રહિત છે. તે એક, નિર્ગુણ, ધર્માતીત, સર્વવ્યાપી અને અવ્યય છે. એ આત્માને વાણી, મન કે બુદ્ધિ ઈત્યાદિ કોઈ જાણતું નથી. તે સર્વ કરતાં પર રહેલો હોવાથી તેને કોણ કેવી રીતે જાણી શકે ! એ આત્મસ્વરૂપ સર્વને જાણે છે, અને આપણી બુદ્ધિમાં રહેલાં જ્ઞાનાજ્ઞાનને બતાવે છે. જેમ સૂર્ય અલિપ્ત રહી જગતનો પ્રકાશ કરે છે, તેમ આત્મા અલિપ્ત રહી સર્વનો પ્રકાશ કરે છે; તેથી તે કોઈના પાપપુણ્યમાં

લેપાતો નથી, એ વર્ણન પાછળ આવી ગયું છે. એ આત્માને નામ-રૂપ નથી, તેમ છતાં તેનો સચ્ચિદાનંદ નામ વડે જે નિર્દેશ કર્યો તેના કારણને તું શ્રવણ કર. એ વિજ્ઞાનવાદી બૌદ્ધો અને ન્યાયવેત્તા પંડિતો આત્માને અસત્ કરીને કહે છે તેના નિરાસ માટે અદ્વૈતવાદી આત્માને સત્ કહે છે. હવે તું આત્માના ચિત્પદ માટે શ્રવણ કર. સાંખ્યાદિ પંડિતો આત્માને જડ પ્રધાનરૂપે માને છે, તેના નિરાસ માટે અદ્વૈતવાદી આત્માને ચિત્ એટલે ચૈતન્ય કરીને કહે છે. હવે તું આત્માના આનંદપદને માટે શ્રવણ કર. સાંખ્ય, ન્યાય અને મીમાંસકાદિ પંડિતો આત્માને કર્તા, ભોક્તા, સુખી, દુઃખી કરીને માને છે, તેના નિરાસાર્થે અદ્વૈતવાદી આત્માને આનંદ કરીને કહે છે. ઉપર બતાવેલાં કારણોથી અદ્વૈતવાદી આત્માને સચ્ચિદાનંદ નામ વડે ઓળખાવે છે. હે ભાઈ! આત્મા, પૃથ્વી જેવી સાવયવ કે આકાશ જેવી જડ નિરવયવ વસ્તુ નથી, પણ એ આત્મવસ્તુ સર્વના કરતાં એક વિલક્ષણ હોવાથી તેનો નામ નિર્દેશ નથી. એ ઉપરથી તું કહેશે કે આવું હોવાથી એ આત્મસ્વરૂપ કોઈના જાણવામાં કે અનુભવવામાં આવવું નહિ જોઈએ. તેને માટે તું શ્રવણ કર. જે અધિકારી મુમુક્ષુ મહાત્મા, શ્રી ગુરુ ઈશ્વરકૃપા વડે જ્ઞાનયોગ સિદ્ધ કરી આત્મદર્શી થયો હશે, તેને એ આત્મસ્વરૂપ જોવા જાણવામાં આવે છે. તેથી એ આત્માના નામનિર્દેશને છોડી ચંદ્રશાખા ન્યાયે તું આત્માને જો અથવા જાણ. હવે તું ચંદ્રશાખા ન્યાયને શ્રવણ કર. જેમ આપણે દ્વિતીયાનો ચંદ્ર જોઈ બીજાને બતાવતી વખતે કહીએ છીએ કે અમુક ઝાડની અમુક ડાળી ઉપર ચંદ્ર છે, તે સાંભળી તે જોનાર ઝાડની ડાળને છોડી તેના આધારે આકાશમાં રહેલા ચંદ્રનાં દર્શન કરે છે. તેમ ઝાડની ડાળ પ્રમાણે સચ્ચિદાનંદ નામ આત્માની ઓળખનું સાધન છે. તેના આધારે મુમુક્ષુ મહાત્મા આત્માનાં નામ રૂપાદિને છોડી હૃદયમાં રહેલા સર્વવ્યાપી પરમાત્માનાં દર્શન કરી પોતે સ્વસ્વરૂપે થાય છે. એ કારણથી શ્રુતિ કહે છે કે તું શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી એ આત્માને જો. એ સાધનવડે આત્માનો ધીમે ધીમે સાક્ષાત્કાર

થશે. ત્યારબાદ એ આત્માની અંદર તને કોઇ પ્રકારનો સંશય ઉત્પન્ન થશે નહિ. જો એ આત્મસ્વરૂપજ ન હોત તો શ્રુતિ આટલો બધો પ્રયાસ કરવાને શું કામ કહેત. એ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્મસ્વરૂપ છે, અને તેજ તારૂં સત્યસ્વરૂપ છે, એવો તું નિશ્ચય કર. ॥ ૩૫ ॥

यतः स्वस्वकार्येनियुक्तास्त्वयैव प्रवर्तन्त एवेन्द्रियाणां गणाश्च ।
त्वमेतेष्वलिप्तः स्फुटं पश्य लोके यथादित्यभासा जगद्वर्तते च ॥३६॥

सं० टी० । यत इन्द्रियाणां गणाश्च स्वस्वकार्ये नियुक्ताः सन्तस्त्वयैव प्रवर्तन्त एव । हे शिष्य त्वं लोक एतेष्वलिप्तोऽसीति स्पष्टं पश्य । यथाऽऽदित्यभासा जगद्वर्तते चादित्यस्त्वलिप्तस्तथा त्वमलिप्तोऽसि ॥ ३६ ॥

ગુ. ટી. ગુરુ—હે ભાઈ ! આ શ્લોકમાં આદિત્યનું દૃષ્ટાંત આપી આત્માના અકર્તાપણાને બતાવે છે. તારા આત્મસ્વરૂપના ચૈતન્યવડે દેહ, મનાદિ ઇંદ્રિય સમુદાય પોતપોતાના કાર્યમાં જોડાઈ તે તે કામ કરે છે; એટલે ચક્ષુ જોવાનું, નાક સુંઘવાનું, જિહ્વા પદાર્થના સ્વાદ જાણવાનું અને બોલવાનું, ત્વચા શિતોષ્ણાદિ જાણવાનું, પ્રાણ અન્નાદિ ગ્રહણ કરવાનું, મન નાના પ્રકારના મનોરથ કરવાનું, બુદ્ધિ મને કરેલા સંકલ્પનો નિશ્ચય કરવાનું, અહંકાર હું, તું અને મારૂં તારૂં કરવાનું, ઉપસ્થ સ્ત્રી—વિષય ગ્રહણ કરવાનું અને ગુદા શરીરનો અંદરના અશુદ્ધ મળમૂત્રાદિને બહાર કાઢવાનું; એવી રીતે પ્રત્યેક ઇંદ્રિય પોતપોતાનું કામ કરવા છતાં તે કર્મનો તને સંપર્કસુદ્ધાં લાગતો નથી; કારણ એ સર્વેના કરતાં તું વેગળો છે, તેથી એ ઇંદ્રિયોના વિષય તને બંધન કરી શકતા નથી. માટે તારૂં સ્વરૂપ અલિપ્ત છે, એમ જાણ અને દેહેંદ્રિયનો સંબંધ છોડ. જેમ સૂર્યનો ઉદય થતાં પ્રાણી માત્ર જાગ્રત થઇ પોતપોતાનું કામ કરે છે. એમાંના કોઈ પ્રાણીને સૂર્ય આવીને કહેતો નથી કે તું ઉઠ, અને અમુક કામ કર; તેમ છતાં સર્વે પ્રાણી પોતપોતાનું કામ કરતાં જોવામાં આવે છે, તેથી સૂર્યને પ્રાણી માત્રનાં કરેલાં કર્મનો સંબંધ થતો નથી. એવી રીતે હોવાથી સૂર્ય અલિપ્ત કહેવાય છે;

તેમ આત્માને દેહેંદ્રિય સમુદાયનાં કરેલાં કર્મનો સંબંધ થતો નથી તેથી આત્મા નિર્લેપ કહેવાય છે, એ તને સ્પષ્ટ રીતે બતાવ્યું, તેથી તું અલિપ્ત છે, એમ નિશ્ચય કર. ॥ ૩૬ ॥

मनो वाक्तनूद्भावितानां खलुत्वमकर्तासि वै कर्मणां चाप्यभोक्ता ।
त्वमेवाखिलानां हि साक्षिस्वरूपः सदा पूर्णरूपोऽसि कूटस्थ एव ॥३७॥

सं० टी० । त्वं मनोवाक्तनूद्भावितानां कर्मणां खल्वकर्ताऽसि। अभोक्ताचाप्यसि। हि त्वमेवाखिलानां साक्षिस्वरूपस्सदापूर्णरूपोऽपि कूटस्थ एवासि ॥ ३७ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! મન, વાણી અને શરીર એ ત્રણ એકત્ર મળતાં એ ત્રિપુટીના યોગે ઈંદ્રિયદ્વારા નાના પ્રકારનાં કર્મો ઉત્પન્ન થાય છે, અને તેનાવડે પાપપુણ્યાત્મક કર્મો ઘડાય છે, તેના યોગે પુણ્યપાપાદિ યોનિ અથવા સુખ દુઃખ અને હર્ષ શોક પ્રાપ્ત થાય છે. તેનો તું કર્તા નથી તેમ ભોકતા પણ નથી. એને માટે ઉપર કહેવાઈ ગયું. હે વત્સ ! જો તું આત્માની અંદર કર્તાપણાનો આરોપ કરશે તો તારે તેનો ભોકતા થવું પડશે, અને હું ભોકતા છું એમ માનતાં તારે તેનો કર્તા થવું પડશે. એવી રીતે માનતાં તારૂં સ્વરૂપ સાવયવ ઠરશે. આત્મા સાવયવ થતાં તેની પાછળ ઉત્પત્તિ, વિનાશ ધર્મ લાગુ પડશે, અને તુંજ તારા આત્માનો નાશ કરી નહિ સરખો થશે. ત્યાર પછી તારા દુઃખનો અંત આવશે નહિ, તેથી તું પ્રથમ તારાં નિત્ય, કૂટસ્થ, સાક્ષીસ્વરૂપનો નિશ્ચય કર, અને હું મનાદિ ત્રિપુટીનાં કરેલાં કર્મોનો કર્તાભોક્તા નથી, પણ એ ત્રિપુટીનો સાક્ષી છું; રજ્જુસર્પવત્ મારાં કૂટસ્થ સ્વરૂપપર એ સર્વે જોવામાં આવે છે, તેથી મારો ને એનો સંબંધ નથી. એવી રીતે હોવાથી હું પાપ, પુણ્ય અને ધર્માધર્મ રહિત છું. મારૂં સ્વરૂપ પૂર્ણ હોવાથી મારા પૂર્ણપણાની અંદરથી આ જગત ઉત્પન્ન થવા છતાં મારી અંદર અપૂર્ણપણું આવતું નથી, તેથી એ સ્વરૂપ તત્સત્ છે. એજ સર્વની ઉત્પત્તિ કરવાવાળું હોવાથી એનું સવિતા નામ છે. એના સમાન બીજું કોઈજ શ્રેષ્ઠ સ્વરૂપ નથી.

એની અંદર પાપપુણ્ય રહી શકતું નથી. જેમ અગ્નિ સારી નબળી સર્વે વસ્તુને બાળી પોતાના સ્વરૂપે કરે છે, તેમ આત્મા, પાપ-પુણ્યનો નાશ કરી પોતાનું સ્વસ્વરૂપ પ્રકટ કરે છે. આત્મા એવી રીતનો હોવાથી તે દેવનો પણ દેવ કહેવાય છે. તે આત્મા મારી બુદ્ધિરૂપી ગુફાની અંદર જ્ઞાનરૂપે રહેલો હોવાથી તેનાવડે સર્વે ઇંદ્રિય સમુદાય પોતપોતાનાં કાર્ય સિદ્ધ કરે છે. એવી રીતે તું આત્માને પૂર્ણરૂપે જોઇ, તે રૂપે થા. ॥ ૩૭ ॥

स्फुटं ते जडानां परिज्ञानमस्ति ह्यतः साक्षिरूपाभिधानं तवास्ति ।
निराशो निगूढोऽसि जन्यस्य लोको यतोजायते लीयते त्वत्प्रभावात् ॥३८॥

सं० टी० । हि ते तव जडानां स्फुटं परिज्ञानमस्ति । अतस्तव साक्षिरूपाभिधानमस्ति । हि यतो लोकस्त्वत्प्रभावाज्जायत उत लीयते । अतस्त्वं जन्यस्य निराश उत निगूढोऽसि ॥३८॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! તને ઉપર કહેલી ત્રિપુટીનું અને ઇંદ્રિયાદિ સર્વે જડ પદાર્થનું યથાર્થ જ્ઞાન હોવાથી તેનાં કરેલાં કર્મ તું જાણે છે, તેથી તું એ સર્વનો સાક્ષી કહેવાય છે, એ કારણથી તું એ જડ સમુદાયના કર્મમાં લિપ્ત થતો નથી. એવી રીતે તું પૂર્ણ હોવાથી તારી અંદર કાંઈજ ઇચ્છા નથી, તેથી તું નિરાશ્રિત કહેવાય છે, અને તારૂં સ્વરૂપ અતિગૂઢ છે, તે સ્વરૂપ સર્વને જન્મ આપવાવાળું છતાં તેને કોઈજ જાણતું નથી. તુંજ આ જગતને ઉત્પન્ન કરી તેનું સંરક્ષણ કરે છે, અને તુંજ તેનો લય કરે છે. એવો તારો પ્રભાવ છે. છતાં તેને કોઈજ જાણી શકતું નથી, એવું તારૂં ગૂઢ સ્વરૂપ છે. જે મુમુક્ષુ કામ, ક્રોધ અને લોભાદિક સર્વ શત્રુઓને વશ કરી ઇચ્છારહિત થાય છે, તેને એ તારૂં નિરાશ્રિત સ્વરૂપ પ્રાપ્ત થાય છે. એવી રીતે તું આ જગભ્રાન્તિનું કારણ નહિ છતાં કારણ કહેવાય છે, તેથી તારૂં સાક્ષી નામ છે, એમ તું જાણ. ॥ ૩૮ ॥

दृश्यं तथा दर्शनमेव द्रष्टा ध्याता पुनर्ध्यानमपीह लोके ।
ध्येयोऽसि मायावशगः स्वयं तु पूर्णोऽसि नित्यं खलु निर्विकल्पः ॥३९॥

सं० टी०। दृश्यं तथा दर्शनं द्रष्टैवेह लोके ध्याता, ध्यानं ध्येयस्त्वमसि। एतैर्धर्मैस्त्वं मायावशगो जातः। स्वयं तु त्वं पूर्णो नित्यः खलु निर्विकल्पोऽसि ॥३९॥

ગુ. ટી૦ ગુરુ—હે ભાઈ! દૃશ્ય એટલે વસ્તુ, દર્શન એટલે ચક્ષુ આદિ સાધન વડે જોવું, અને દૃષ્ટા એટલે જોનાર, એ ત્રણ મળી ત્રિપુટી કહેવાય છે; અથવા ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રણે મળી ત્રિપુટી કહેવાય છે. એ ત્રિપુટીના યોગે આ લોકમાં જે જે વસ્તુ જોવા જાણવામાં આવે છે તે પ્રત્યેક વસ્તુનો નિશ્ચય થાય છે. એ ત્રિપુટી જે જે વસ્તુનો નિશ્ચય કરે છે તે તે વસ્તુ માયાવી કહેવાય છે; એટલે તે વસ્તુ અજ્ઞાને ઉત્પન્ન કરી છે એમ તું જાણ. એ કારણથી ત્રિપુટી જેનું પ્રમાણ કરે છે, તે તે વસ્તુ માયાને વશ છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે જે જે વસ્તુ ત્રિપુટીના યોગે જોવા જાણવામાં આવે તે વસ્તુ અસત્ છે.

શિષ્ય—ગુરુજી! ગુરુ, શિષ્ય અને શાસ્ત્ર એ પણ ત્રિપુટી છે, અને જે સગુણ ઈશ્વરનું ધ્યાન કરવામાં આવે છે તે પણ ત્રિપુટીના યોગે કરવામાં આવે છે તે બધું ખોટું ઠરશે. હે ભગવાન! એ સંબંધ શ્રુતિમાન્ય હોવાથી તે નિત્ય છે, સત્ છે એમ મારું માનવું છે.

ગુરુ—હે ભાઈ! એને માટે તું શ્રવણ કર. તું જેને સત્ય કહે છે, તે ત્રિપુટી શ્રુતિમાન્ય છે, પણ એને વ્યાવહારિક સત્ય કરીને કહે છે; તેથી ગુરૂ, શાસ્ત્ર, શિષ્યાદિ જે સંબંધ છે, તે કલ્પિત વ્યવહારના યોગે ઉત્પન્ન થયો છે. એ શાસ્ત્રાદિ ત્રિપુટી કલ્પિત છે, છતાં એ પરમાર્થ પ્રાપ્તિનો એક મુખ્ય ઉપાય હોવાથી એ વ્યવહાર મહત્ત્વનો છે. તેથી એ શ્રુતિમાન્ય છે ખરો, પરંતુ કલ્પિત છે; તેથી છેવટ એનું અસ્તિત્વ રહેતું નથી; કારણ કલ્પિત વસ્તુ કાયમ રહેતી નથી. પૂર્ણ આત્મસ્વરૂપમાં ગુરુ, શાસ્ત્ર, શિષ્યાદિ ભેદ નથી. જ્યાંસુધી પોતાનું આત્મસ્વરૂપ અનુભવમાં આવે નહિ, ત્યાંસુધી એ શાસ્ત્રાદિનું અસ્તિત્વ છે. આત્મજ્ઞાન પ્રકટ થતાં એ

ત્રિપુટીનું અસ્તત્વ રહેતું નથી. આત્મજ્ઞાન વિજ્ઞાન હોતાં એટલે આત્માનો અનુભવ થતાં તે જગા પર દ્વૈત રહી શકતું નથી. શાસ્ત્રાદિ વ્યવહારવડે ચાલનારો જે જે પદાર્થ છે, તે તે પદાર્થ વ્યવહાર હોવા પર્યંત વિદ્યમાન રહે છે, અને તે વ્યવહારની સમાપ્તિ થતાં, તેના અસ્તિત્વની સમાપ્તિ થાય છે. તે વારે તુજ પૂર્ણ, નિર્વિકલ્પ, નિત્ય, અજ સ્વરૂપે થતાં તને તારા ગુરુસ્વરૂપ વિના આ જગત મધ્યે બીજું કાંઇજ જોવામાં આવશે નહિ.

શિષ્ય—હે ગુરૂજી! આપ જ્યારે શાસ્ત્રાદિ વસ્તુ પારમાર્થિક નથી એમ કહો છો, ત્યારે આત્માનું પૂર્ણત્વ, અજત્વ, નિત્યત્વ શાસ્ત્રે સિદ્ધ કરેલું છે પણ વ્યાવહારિક એટલે મિથ્યા થશે, કારણ કે એ પૂર્ણત્વાદિ શાસ્ત્ર વ્યવહાર વડે સિદ્ધ થાય છે, તે એક ભ્રાન્તિરૂપ ઠરશે.

ગુરુ—હે ભાઈ! એ તારૂં કહેવું ઠીક છે. શાસ્ત્રે આત્માને અજ કહ્યો છે. અન્યવાદીઓ આત્માના અજત્વને કલ્પિત કહે છે. તેનું ખંડન કરવા વેદાંતશાસ્ત્ર કહે છે કે આત્મા પૂર્ણ છે, અજ છે; એમ કહી અજત્વને સિદ્ધ કરે છે; પરંતુ એ અજત્વ, પૂર્ણત્વ પરમાર્થ રીતે જોતાં આત્માની અંદર નથી. કારણ પરમાર્થ રીતે જોતાં આત્માની અંદર નામ નિર્દેશનો આરોપ આવતો નથી, તેથી આત્મા પૂર્ણ છે, અજ છે એવું આત્માની અંદર જે પૂર્ણત્વ, અજત્વાદિ કહેવામાં આવે છે તે પ્રતિપક્ષી બૌદ્ધ, કપિલ, કણાદાદિ દ્વૈતવાદીઓના મતના ખંડનાર્થે છે. હે ભાઈ! આપણને જો ગ્રાહ્ય વિષય અને ગ્રહણ કરનાર અભિમાની જીવ એવું જે દેખાય છે, તે સર્વે દ્વૈતચિત્તનું સ્ફુરણ છે. જે વારે એ ચિત્ત સ્ફુરણરહિત થાય છે, ત્યારે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયરૂપી ત્રિપુટી રહેતી નથી; એટલે તું ધ્યાન કરનાર, ધ્યાન કરનારી બુદ્ધિ અને ધ્યેયરૂપ ઇશ્વરનું સગુણ સ્વરૂપ એ ત્રિપુટી રહેતી નથી; કારણ બુદ્ધિવૃત્તિનો લોપ થતાં ત્યાં ઇશ્વરના સગુણ સ્વરૂપને જોનાર કોણ રહે તેનો તુંજ વિચાર કર. તે વારે તુંજ તારા નિર્ગુણ સ્વરૂપે રહે છે. એવી રીતે હોવાથી

આત્માની અંદર ત્રિપુટીનો ભેદ નથી. એ ભેદ માયા કલ્પિત હોવાથી અસત્ છે, અને તું પૂર્ણ, નિત્ય, નિર્વિકલ્પ છે એમ જાણ. ॥૩૯॥

त्रिपुटी मायाजाता मिथ्या जानीहि वत्स चैनां त्वम् ।
नित्योऽसि निर्विकल्पस्त्रिपुटी भिन्नश्च शिष्य त्वम् ॥ ४० ॥

सं० टी० । हे वत्स पूर्वश्लोकोक्ता त्रिपुटी मायाजाताऽस्ति । च परं त्वमेनां मायां मिथ्या जानीहि । हे शिष्य त्वं नित्योनिर्विकल्पः त्रिपुटीभिन्नश्चासि ॥ ४० ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! ઉપરના શ્લોકમાં તને ત્રિપુટીનું સ્વરૂપ સમજાવ્યું, તે ત્રિપુટી માયાવડે ઉત્પન્ન થયેલી હોવાથી મિથ્યા છે. તારૂં સત્યસ્વરૂપ એ ત્રિપુટીને જાણવાવાળું હોવાથી તે એ ત્રિપુટીથી પર રહેલું છે એમ તું નિશ્ચય કર. એ તારૂં આત્મ-સ્વરૂપ ત્રિપુટી કરતાં ભિન્ન, નિત્ય, જેનો ત્રણે કાળમાં નાશ નથી તેથી નિર્વિકાર અને નિર્વિકલ્પ કહેવાય છે. એ તને આત્માનું પારમાર્થિક સત્યસ્વરૂપ બતાવ્યું. હવે તું આત્માના વ્યાવહારિક સત્યને શ્રવણ કર. જ્યાં સુધી ત્રિપુટી ભેદ છે ત્યાં સુધી આ જગત, જીવ, શીવ, ગુરુ, શાસ્ત્ર, શિષ્ય, વર્ણાશ્રમ, જાતિભેદ, દેવ, દાનવ, પિશાચ, યક્ષ, સ્ત્રી, પુત્ર, ઘરબાર, ધનાદિ, સુખ, દુઃખ, હર્ષ, શોક, પાપ, પુણ્ય, કાળ, ઋતુ, ધર્મ, અધર્મ, જન્મમરણ, અને કર્મ ઈત્યાદિ સર્વે સત્ય છે, તેથી આત્માની અંદર વ્યાવહારિક અને પારમાર્થિક એ બે સત્યની શાસ્ત્રે કલ્પના કરી છે. જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાંસુધી વ્યાવહારિક સત્ય આપણને સત્ય જોવામાં આવે છે. તેજ વ્યાવહારિક સત્ય જ્ઞાનોત્તર કાળે જ્ઞાનીને અસત્ય જોવામાં આવે છે. તે વારે આ માયારૂપ જગભ્રાન્તિનો પસારો નહિ સરખો થઈ પોતાનું સત્યસ્વરૂપ પ્રકટ રીતે તે જ્ઞાનીના જોવામાં આવે છે, તેને પારમાર્થિક સત્ય કહે છે. એ પારમાર્થિક સત્ય ત્રિપુટીનો નાશ થયા સિવાય પ્રાપ્ત થતું નથી. નિરંતર અભ્યાસ કરતાં જ્યારે તારી અંદરથી એ ત્રિપુટીનો નાશ થશે, ત્યારે તને તારૂં સ્વરૂપ નિત્ય નિર્વિકલ્પ જોવામાં આવશે. ॥ ૪૦ ॥

**द्रष्टृत्वमस्ति तव वै सति दृश्यरूपे साक्षित्वमप्यथ सदा घटते तवैव।**
**द्वैतास्तिमेव परिपश्यति यो विमूढो ह्यद्वैतवर्त्म दुरति क्रममेव तस्य ॥४१॥**

**सं० टी० । दृश्यरूपे सति तव द्रष्टृत्वमस्ति । अथ तव साक्षित्वमपि सदा घटते । हि यो विमूढो द्वैतास्तिमेव परिपश्यति तस्याद्वैतवर्त्म दुरतिक्रममेवास्ति ॥ ४१ ॥**

**ગુ. ટી.** ગુરુ—હે ભાઈ! પાછળના શ્લોકમાં કહ્યા પ્રમાણે ત્રિપુટીનું સ્વરૂપ સત્ય હોય તો આત્માની અંદર સાક્ષીપણું આવે; પણ એને માટે કહેવાઈ ગયું છે કે આ જગપસારો આત્માની ઉપર રજ્જુસર્પવત્ છે. તેથી તે મિથ્યા છે તેને માટે આ શ્લોક છે. હે ભાઈ! આ જગતમાં આત્માથી વ્યતિરિક્ત અન્ય પદાર્થ હોય તો દૃષ્ટાની અંદર દૃષ્ટત્વ આવે તે દૃષ્ટા તે પદાર્થનો સાક્ષી કહેવાયઃ પરંતુ આ જગતમાં આત્મા વ્યતિરિક્ત અન્ય પદાર્થજ નથી. તેથી આત્મા કોઈનોજ સાક્ષી કહેવાતો નથી; તે છતાં જે અજ્ઞાની આત્માની અંદર દ્વૈતભાવ જુએ છે, તેને અદ્વૈત પ્રાપ્તિનો માર્ગ અતિદૂર છે. વળી એ દ્વૈતમાર્ગી પોતાના જન્મ-મરણનો નાશ કરવાને અત્યંત પ્રયાસ કરે છે, છતાં તેનો તે શ્રમ મિથ્યા જાય છે. શ્રુતિએ કહ્યું છે કે જે અજ્ઞાની, હું જુદો અને મારો ઉપાસક દેવ જુદો એમ સમજી ઉપાસના કરે છે, તે મરણ પછી તે લોકમાં જઇ ત્યાં તે દેવોનો દાસ થઈને રહે છે. એ દ્વૈત ઉપાસકને તે દેવતાના વૈભવનું સુખ મળતું નથી. એ કારણથી ઇશાવાસ્યઉપનિષદ્‌ની શ્રુતિએ સંભૂતિ અને અસંભૂતિ તથા વિદ્યા અને અવિદ્યાની નિંદા કરી છે. નિંદા એટલે તે ઉપાસનાની અંદર દોષ બતાવ્યો છે. હે ભાઈ! એ દ્વૈતવાદી કહે છે કે જગતની ઉત્પત્તિ છે, અને બ્રહ્મની અંદર તેનો કાર્યકારણ ભાવ છે એવી રીતે શ્રુતિ અને બાદરાયણ વ્યાસજી મહારાજનું કહેવું છે તેથી દ્વૈત સત્ય છે અને તે પ્રત્યક્ષ દેખાય છે. એમ કહી અદ્વૈતમાર્ગની નિંદા કરે છે, અને કહે છે કે વર્ણાશ્રમપ્રતિપાદક શાસ્ત્ર દ્વૈતરૂપ છે. આવી રીતે કહેનાર દ્વૈતવાદીને અક્ષરાર્થથી વધારે વિચાર કર-

વાનું સામર્થ્ય નહિ હોવાથી વસ્તુનો જન્મ નથી એમ બોલતાં તેમને મોટો ભય થાય છે. તેથી તેનો ત્રાસ માની કહે છે કે જ્યારે સૃષ્ટિની ઉત્પત્તિ ઈત્યાદિ કંઈજ નથી ત્યારે તો આપણા આત્માનો નાશ થવો જોઈએ, અને એના વડે નાસ્તિકપણું વધી જશે. સારાંશ— અદ્વૈતમાર્ગે ચાલતાં અધર્મ વધી જાય છે એમ કહી દ્વૈતનું ગ્રહણ કરે છે. એવી રીતના ભીરુ શ્રદ્ધાળુ માટે શ્રુતિ અને વ્યાસજી મહારાજે સૃષ્ટિનીઉત્પત્તિ બતાવી છે. સત્ય રીતે જોતાં કોઈજ વસ્તુ ઉત્પન્ન થઈ નથી; તેમ છતાં જે અજ્ઞાની આ જગતને દ્વૈતરૂપે જુએ છે, તેના જન્મ–મરણનો અંત કોઈ પણ કાળે આવતો નથી. ॥ ૪૧ ॥

**न यत्रास्ति द्रव्यं न मायाविकारः कुतस्स्यात्तदा साक्षिरूपं तवापि ॥**
**यतश्चाक्षयः केवलो निर्विकल्पः सदापूर्णरूपोऽसि ब्रह्मैव शुद्धम् ॥४२॥**

**सं० टी० । यत्र द्रव्यं नास्ति मायाविकारोऽपि नास्ति तदा तवापि साक्षिरूपं कुतः स्यात् । यतस्त्वमविनाशी केवलो निर्विकल्पः सदापूर्णरूपः शुद्धं ब्रह्मैवासि ॥ ४२ ॥**

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! એ આત્મસ્વરૂપની અંદર ન્યાયે કહેલું દ્રવ્ય નથી એટલે ન્યાયશાસ્ત્રે પ્રતિપાદન કરેલો દ્રવ્યરૂપ આત્મા નથી; તેમ કેટલાક વેદવાદીએ આત્માને માયાનો વિકાર કરીને કહ્યો છે, તેવી રીતે આત્મા માયાના વિકારથી ઉત્પન્ન થયો નથી. જ્યારે આત્મા ગુણધર્માત્મક કે કાર્ય કારણરૂપ નથી, ત્યારે આત્માની અંદર સાક્ષીપણું કેવી રીતે આવી શકે ? તેથી આત્મા કોઈનોજ સાક્ષી નથી. આત્મા નિરંતર એક નિર્વિકલ્પ હોવાથી એની અંદર કોઈનીજ કલ્પના ચાલી શકતી નથી, એ કારણથી આત્મા કલ્પનારહિત કહેવાય છે. આત્મા સદૈવ સમુદ્ર પ્રમાણે પૂર્ણ અને શુદ્ધ બ્રહ્મસ્વરૂપ હોવાથી સર્વત્ર પરિપૂર્ણ ભરેલો છે. હવે તું આગળ શ્રવણ કર. શ્રી કણાદ સ્થાપિત વૈશેષિક મતવાદી કહે છે કે દેહાદિ વ્યતિરિક્ત આત્મા એક દ્રવ્યસ્વરૂપ વસ્તુ છે, અને જીવ અનેક છે; વળી કહે છે કે આત્મા ઘટાદિ અનિત્ય વસ્તુ કરતાં

વિલક્ષણરૂપે રહેવાવાળો છે ખરો પરંતુ તેનું સ્વરૂપ ચળ છે, એટલે આત્મા સ્થિર સ્વરૂપે નથી, તેથી તેનું રૂપાંતર થાય છે. એ ન્યાયવાદી પંડિતો પરમાણુરૂપ દ્રવ્યને આત્મા માને છે, અને તેને જગતની ઉત્પત્તિનું કારણ કહે છે. હવે તું ન્યાયવાદીના સિદ્ધાંતના દોષોને શ્રવણ કર. એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કારણ થઈ શકતું નથી, તેમ દ્રવ્ય દ્રવ્યનું સ્વયં કારણ થઈ શકતું નથી. ગુણધર્મીજીવ, દ્રવ્ય જાતિનો છે અગર અદ્રવ્ય જાતિનો છે એ સિદ્ધ કરતાં તેમને આવડતું નથી. આત્માને દ્રવ્ય માનતાં તે ગુણધર્મવાન થયો, જે વસ્તુ ગુણધર્મવાન છે તેનો વિનાશ અવસ્ય થવો જોઈએ; એ ન્યાયે આત્મા મરણધર્મવાન થયો; પરંતુ આત્માને ન્યાયવાદી મરણધર્મવાન કહેતા નથી, એ પ્રથમ દોષ; આત્મા અનેક હોત તો તે આપણા જેવા જાણવામાં આવત, પરંતુ તેમ દેખાતું નથી, એ બીજો દોષ; આત્મા ચળ છે અને તેનું રૂપાંતર થાય છે એમ કહેતાં આત્માની અંદર જન્મમરણ ધર્મ લાગુ પડે છે, એ ત્રીજો દોષ; જગતની ઉત્પત્તિનું કારણ દ્રવ્ય માનતાં દ્રવ્ય દ્રવ્યને ઉત્પન્ન કરી શકતું નથી; એટલે ઘટ ઘટને ઉત્પન્ન કરી શકતો નથી તેથી દ્રવ્ય દ્રવ્યનું કારણ અથવા એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કારણ થઈ શકતું નથી, તેમ સ્વતંત્રપણે દ્રવ્ય એક બીજાનું કારણ થઈ શકતું નથી, તેથી આત્મા ગુણધર્મવાન થઈ શકતો નથી. જેમ નીલકમળના પર નીલપણાનો ગુણધર્મ આવ્યો, તેવી રીતે આત્મા અથવા જીવ પર ગુણધર્મ લાગુ પડતો નથી; કારણ આત્મા દ્રવ્ય નથી. શ્રુતિ કહે છે કે આત્મા અરૂપ, નિર્ગુણ, અવ્યય, નિર્ધર્મી, સર્વવ્યાપી, અજ અને સચ્ચિદાનંદરૂપ છે. એની અંદર ગુણધર્મ કેવી રીતે પ્રવેશ કરી શકે? આત્મા દ્રવ્ય નથી, અને ગુણધર્મ દ્રવ્ય થઈ શકતું નથી, તેમ સ્વતંત્રપણે કારણ થઈ શકતું નથી. હે ભાઈ! પારમાર્થિક આત્મા કોઈનુંજ કારણ નથી, તેમ બીજાનું કાર્ય પણ નથી; તેથી આત્મા અદ્રવ્ય, એકરસ અને અદ્વિતીય છે એમ તું જાણ. હવે આત્મા માયારૂપ છે અથવા માયાના વિકારરૂપ છે તે સિદ્ધાંતના દોષને શ્રવણ કર. આત્મા માયારૂપ હોય તો તે માયા

પ્રમાણે અસત્ ઠરવો જોઈએ; અથવા આત્મા માયાનો વિકાર અગર અન્યનો વિકાર હોય તો તે વિકારી આત્માનો દેહાદિ પ્રમાણે વિનાશ થવો જોઈએ; પરંતુ આત્માને ચાર્વાકાદિ મતવાદી સિવાય અન્ય કોઈ નાશવાન કહેતું નથી, તેથી આત્મા માયા નથી, તેમ માયાનો વિકાર પણ નથી. આત્મા માયા હોય તો તેનો કાર્યકારણ ભાવ આ જગતની અંદર સિદ્ધ થવો જોઈએ; પરંતુ તે કોઈ સિદ્ધ કરી શકતું નથી. હે ભાઈ! માયા મિથ્યા હોવાથી પ્રત્યેક વસ્તુમાં તેના કાર્યકારણ ભાવનું મિથ્યાપણું જોવામાં આવે છે. એને માટે તું વિચાર કર. બીજ અને વૃક્ષ, અથવા પિતા અને પુત્ર એની અંદર કાર્ય કોણ અને કારણ કોણ ? કદાચ તું કહેશે કે બીજ અને પિતા એ કારણ છે, અને વૃક્ષ તથા પુત્ર એ કાર્ય છે; હવે પુત્ર અને વૃક્ષનું કારણ પિતા અને બીજ થતાં તે બીજ અને પિતાનું કારણ અન્ય કોઈ હોવું જોઈએ, તું કહેશે કે બીજનું કારણ વૃક્ષ અને પિતાનું કારણ પુત્ર. ત્યારે બીજ વૃક્ષનું કારણ અને વૃક્ષ બીજનું કારણ; અથવા પિતા પુત્રનું કારણ અને પુત્ર પિતાનું કારણ. એવી રીતે પરસ્પર એક બીજાનું કારણ ઠરે છે, તેથી આ જગત મધ્યે કોઈનોજ કાર્યકારણ ભાવ સિદ્ધ થઈ શકતો નથી, તેથી નિશ્ચય થાય છે કે આ જગત માયાનું કાર્ય હોવાથી મિથ્યા છે. આત્મા માયા નથી તેમ માયાનું કાર્ય પણ નથી, એ તું નિશ્ચયપૂર્વક જાણ. હે ભાઈ! આત્મા અનેક છે, અને તે વસ્તુ ધર્મ પ્રમાણે ઉત્પન્ન થાય છે એવું કેટલાક પંડિતોનું કહેવું છે; પરંતુ આત્મધર્મની અંદર અનેકત્વની કલ્પના મિથ્યા છે, કારણ કે કલ્પના કરેલો ધર્મ કલ્પિત કહેવાય છે, અથવા માયિક કહેવાય છે, તેને માટે શ્રવણ કર. ધર્મ વસ્તુતઃ ઉત્પન્ન થતો નથી, તે માયિક વ્યવહારમાં કેવળ માયાવડે કલ્પિત થયેલો છે, તેને જન્મ આપનારી માયાદેવી છે. જેમ માયાવી ગંધર્વનગર ઉત્પન્ન કરે છે, છતાં સર્વે તેને મિથ્યા કહે છે, તેવી રીતે ઉપર બતાવેલા આત્મધર્મનો અને આત્માનો જન્મ મિથ્યા છે, તેમ તેની અંદરનું ચલિતપણું પણ મિથ્યા છે. સારાંશ—માયા વસ્તુતઃ નથી, તેથી તેણે ઉત્પન્ન

કરેલો ધર્મ પણ વસ્તુતઃ નથી. મિથ્યા હોનારા ધર્મનો અને જન્મ-મરણનો આત્માની સાથે સંબંધ નથી, તેથી આત્મા નિર્વિકાર, શુદ્ધ અને પૂર્ણ છે એમ તું જાણ. આ શ્લોકમાં અદ્વૈત સિવાયના જે કોઈ મતો છે, તેના દોષ બતાવી તે સર્વનું ખંડન કરી આત્માનું સત્યપણું બતાવવામાં આવ્યું છે; તેથી તું સર્વ સંશયને છોડી તારા આત્માનું સંરક્ષણ કર. ॥ ૪૨ ॥

**ज्ञानं चापि तवैव ज्ञानाज्ञानस्य चान्तरे यत्तत् ।**
**ज्ञाताऽज्ञातापि भवान्भूमानन्दोऽसि चिद्घनो नित्यम् ॥४३॥**

**सं० टी० । ज्ञानाज्ञानस्य चान्तरे यज्ज्ञानं तज्ज्ञानं चापि तवैवास्ति । अज्ञानदशायां भवानज्ञानताऽस्ति ज्ञानदशायां तु भवान् ज्ञातास्ति । त्वं नित्यं भूमाऽऽनन्दो चिद्घनोऽसि ॥४३॥**

ગુ. ટી. ગુરુ—હે ભાઈ ! તારૂં મૂળ આત્મજ્ઞાન સર્વત્ર પરિપૂર્ણ એક સરખું ભરેલું છે, છતાં તે કંઈજ કરતું નથી; એ કારણથી એને પારમાર્થિક જ્ઞાન કહે છે. જેવી રીતે અગ્નિ સર્વત્ર એક સરખો પરિપૂર્ણ ભરેલો હોવા છતાં તે કોઈને બાળતો કે પાકાદિ કાર્ય કરી આપતો નથી, તેથી તે પારમાર્થિક અગ્નિ કહેવાય છે; અથવા સૂર્યનો સામાન્ય પ્રકાશ કોઈને બાળતો નથી તેથી તેને સામાન્ય અથવા પારમાર્થિક પ્રકાશ કહેવામાં આવે છે; તેવી રીતે આત્માનું સામાન્ય જ્ઞાન સર્વે વસ્તુની અંદર એક સરખું પરિપૂર્ણ ભરેલું હોવા છતાં તે કંઈજ કરતું નથી. આવા એક રસજ્ઞાનને અનુભવી જ્ઞાનીઓ પારમાર્થિક જ્ઞાન કહે છે. એ તારૂં આત્મજ્ઞાન, વિશેષ-જ્ઞાન અને અજ્ઞાન એ બંનેની અંદર સમાનપણે રહેલું છે. હવે તું વિશેષ જ્ઞાનના સ્વરૂપને શ્રવણ કર. જેમ સૂર્યના સામાન્ય પ્રકાશની સામે મધ્યસ્ત કાચાદિ પદાર્થ આણતાં ઉપાધિના યોગે તે પ્રકાશ સામે રહેલાં રૂ અથવા ઘાસાદિને બાળી ભસ્મ કરે છે; અથવા સામાન્ય અગ્નિને વિશેષપણું આણવા માટે બે કાષ્ટોનું ઘર્ષણ કરતાં તેની અંદરથી ઉપાધિના યોગે એક વિશેષ વિલક્ષણ સ્વરૂપ પ્રકટ થઈ તે પાકાદિ નાના પ્રકારનાં કાર્ય કરે છે, તેને વિશેષાગ્નિ કરીને કહે છે; તેવી રીતે સામાન્ય જ્ઞાનની અંદરથી બુદ્ધિ અને

આત્માનું ઘર્ષણ કરતાં વિશેષ જ્ઞાન પ્રકટ થાય છે. એ ઘર્ષણ શ્રી ગુરૂની સહાયતા લઈ જપ, તપ, કર્મ, ઉપાસના અને ધ્યાન જ્ઞાનાદિ સાધનથી પ્રકટ થયેલું જોવામાં આવે છે; તેને વિશેષજ્ઞાન કહે છે. એ જ્ઞાન પ્રકટ થતાં હું શરીર નથી, મન, બુદ્ધિ કે ઇંદ્રિયાદિ નથી; હું કર્ત્તા ભોક્તા નથી અને મને પાપપુણ્યનો સંપર્ક થતો નથી. હું સર્વવ્યાપી આનંદના સમુદ્રરૂપ છું. મારૂં સ્વરૂપ અજ, અમર અને સચ્ચિદાનંદ રૂપ છે, એવું જાણવામાં આવે છે એનું નામ વિશેષજ્ઞાન છે. હવે તું અજ્ઞાનના સ્વરૂપને શ્રવણ કર. હે ભાઈ! દેહબુદ્ધિના અભિમાનનો અને જીવનો સંબંધ થઈ જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેને અજ્ઞાન કહે છે. એ દેહાભિમાન અને અલ્પજ્ઞ જીવાત્માનું ઘર્ષણ થતાં, તે અજ્ઞાનવડે હું કર્તા છું, હું ભોક્તા છું, હું સુખી, હું દુઃખી, અજ્ઞાની, અલ્પજ્ઞ છું, હું દેહ છું, હું મનબુદ્ધિ છું, મારે સ્ત્રી, પુત્ર અને ઘરબાર જોઈએ, એવી રીતનો દેહાત્મબુદ્ધિનો નાના પ્રકારનો ભાવ એનાવડે ઉત્પન્ન થાય છે, તેને અજ્ઞાન કહે છે. એ અજ્ઞાનને ઉપર બતાવેલું વિશેષજ્ઞાન બાળીને ભસ્મ કરે છે. એવી રીતે એ જ્ઞાન અને અજ્ઞાનનું સ્વરૂપ છે; અથવા આપણે કહીએ છીએ કે મને અમુક વસ્તુનું જ્ઞાન છે, અને અમુક વસ્તુનું જ્ઞાન નથી. એવી રીતના જ્ઞાન અને અજ્ઞાનની અંદર આત્માનું સામાન્ય જ્ઞાન સમાનપણે વ્યાપી રહેલું છે. એ જ્ઞાનાજ્ઞાનની અંદર "છે" "નથી" નું સ્વરૂપ બદલાય છે; પરંતુ જ્ઞાનશબ્દનું સ્વરૂપ બદલાતું નથી. એવી રીતે એ આત્માનું સામાન્ય જ્ઞાન, અજ્ઞાન અને જ્ઞાનની અંદર સમાનપણે રહેવા છતાં કોઈનીજ અંદર લેપાતું નથી, તેથી તું જ્ઞાતા; અજ્ઞાતા એ બેમાંથી એકે નથી; પરંતુ હું એ બંનેને જાણનાર છું એમ જાણ. એવી રીતે તું પૂર્ણજ્ઞાનવડે ભરપૂર હોવાથી તું આનંદસેતુ છે. જે જ્ઞાની, એ તારા પારમાર્થિક જ્ઞાનનો આશ્રય લે છે, તે આ જન્મમરણરૂપ ભવસમુદ્રને તરી જાય છે, એવું તારૂં ચૈતન્યઘન આનંદસ્વરૂપ છે, અને તે નિત્ય છે એમ તું જાણ. ॥ ૪૩ ॥

परिज्ञाय सम्यक् तवेदं स्वरूपं यदुक्तं मया शिष्य ते निर्गुणं यत् ।
तदाकाररूपे मनोबुद्धिवेगं नियोज्य स्थिरः सर्वदा स्याः यतात्मा ॥४४॥

सं० टी० । हे शिष्य मया ते यन्निर्गुणमुक्तं तदिदं स्वरूपं सम्यक् परिज्ञाय तदाकाररूपे मनोबुद्धिवेगं नियोज्य यतात्मा त्वं सर्वदा स्थिरः स्याः ॥ ४४ ॥

गु टी. ગુરુ—હે શિષ્ય ! મેં તને આ શ્લોક સુધી આત્માનું યથાર્થ નિર્ગુણ સ્વરૂપ ખુલ્લી રીતે સમજાવ્યું. તે તારે બરાબર જાણી લેવું જોઈએ; કારણ કે એની અંદર મોટા પંડિતો સુદ્ધાં શ્રુતિનો સિદ્ધાંત છોડતાં બાલિશ થાય છે. એ આત્મસ્વરૂપની અંદર પોતાનો મનઃકલ્પિત તર્ક ઉપયોગમાં આવતો નથી; તેથી તું તારા મનઃકલ્પિત તર્કને છોડી દે, પોતાની પરિછિન્ન બુદ્ધિના બળવડે આત્મામાં તર્ક કરનારા ચાર કોટિના પંડિતો છે. તેમાં એક કહે છે કે આત્મા છે, બીજો કહે છે કે આત્મા નથી, ત્રીજો કહે છે આત્મા છે અને નથી, ચોથો કહે છે કે આત્મા નથી, નથી ને નથી. એ ચારે કોટિના પંડિતો પોતપોતાની કોટિનું અભિમાન ધરી આ જગતની અંદર તત્ત્વવસ્તુ જાણવાનો નિશ્ચય કરે છે, અને પોતાની પરિછિન્ન બુદ્ધિની કલ્પનાવડે આત્માના યથાર્થ સ્વરૂપને ઢાંકી દે છે; તેથી તેને આત્મસ્વરૂપ જાણવામાં આવતું નથી. એવી રીતે હોવાથી એ ચાર કોટિના પંડિતોમાંથી કોઈજ પક્ષકાર આત્મસ્વરૂપમાં પ્રવેશ કરી શકતો નથી. સારાંશ કે, એ નિરાધાર કલ્પના આત્માના યથાર્થ સ્વરૂપને જાણી શકતી નથી. હે ભાઈ ! શ્રુતિની સહાય લઈ ચિત્તશુદ્ધિ કરેલો પુરૂષ શ્રી ગુરુ ઈશ્વરની કૃપાવડે એ આત્મસ્વરૂપ જાણવાને સમર્થ થાય છે. એ સિવાય અન્યને એ આત્મસ્વરૂપ જાણવામાં આવતું નથી, માત્ર શ્રુતિ એકલીજ એ આત્મસ્વરૂપનો માર્ગ બતાવવામાં સમર્થ છે. હે ભાઈ ! બ્રહ્મસ્વરૂપ ઉત્પત્તિ લય શૂન્ય છે, અદ્વય છે, આદિ, મધ્ય, અંત રહિત છે, નિત્ય છે, નિર્વિકાર છે, અજ છે, અમર છે, સચ્ચિદાનંદરૂપ છે, અવ્યય છે, આકાશ પ્રમાણે સર્વની અંદર બહાર ભરેલું છે, નિર્મળ છે. જ્ઞાનાજ્ઞાન એને સ્પર્શ કરી શકતું નથી. એ આત્મ-

સ્વરૂપ કર્ત્તા ભોકતા નથી. એ સ્થિર છે. એનો અંદર અનેકત્વ આવતું નથી. એવી રીતે તું તારા આત્મસ્વરૂપને પ્રથમ યથાર્થ જાણી લે. એ સ્વરૂપને જાણુતાં તારી અંદર રાગદ્વેષાદિ દોષ ઉત્પન્ન થવાનો અવકાશ રહેશે નહિ. હે ભાઈ! દ્વૈતવાદી અવૈદિક પંડિતોના માર્ગો રાગદ્વેષાદિને ઉત્પન્ન કરવાવાળા હોવાથી તે વારંવાર જન્મ-મરણુરૂપ ભવચક્રમાં નાંખે છે; તેથી તે વૈદિક હો, અગર અવૈદિક હો; પરંતુ અસત્ કહેવાય છે. એક આ અદ્વૈતમાર્ગ સ્વભાવતઃ શાંત હોવાથી તે રાગદ્વેષાદિનો નાશ કરી પરમપદની પ્રાપ્તિ કરી આપે છે; તેથી તું એ નિર્ગુણ સચ્ચિદાનંદ તારા આત્મસ્વરૂપમાં બુદ્ધિવૃત્તિને તદાકાર કર. એને સિદ્ધ કરવા પાછળ કહેવા પ્રમાણે અજ્ઞાનરૂપી દેહાત્મબુદ્ધિના વેગને રોક અને સર્વ વાસનાનો સમૂળો નાશ કરી તું તારા ચિત્તને આત્મસ્વરૂપમાં સ્થિર કર; એટલે તને તારા સ્વરૂપની અનાયાસે પ્રાપ્તિ થશે. ॥ ૪૪ ॥

**वसेत्सदैकान्तयुते प्रदेशे विषं च मत्वा विषयान्समस्तान् ।**
**निहत्य मन्युं च विजित्य कामं स्वान्तः सुखे मग्न इव स्थिरः स्यात् ॥४५**

**सं० टी० । समस्तान्विषयान्विषं मत्वा सदैकान्तयुते प्रदेशे वसेत् । मन्युं निहत्य कामं च विजित्य स्वान्तः सुखे मग्न इव स्थिरः स्यात् ॥ ४५ ॥**

**गु. टी.** ગુરુ—હે ભાઈ ! એ આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે અભ્યાસસ્થાન અને તેની અંદર વિઘ્ન કરનારી વૃત્તિને કહું છું, તે એકચિત્તે શ્રવણ કર. પ્રથમ એ અભ્યાસ માટે અરણ્ય એટલે સ્ત્રી, શૂદ્રાદિ રહિતનો નિરૂપાધિક પ્રદેશ જોઈએ. તે પ્રદેશ મચ્છરાદિ પ્રાણી રહિત, અને નજીકમાં જળના સગવડવાળો શોધી ત્યાં ધ્યાન માટે સ્થાન તૈયાર કરવું; અથવા ગુહા, દેવાલય કે ભૂતાદિ રહિતનું એકાંત ઘર નિવૃત્તિસ્થાન માટે પસંદ કરવું. તેને ગોમયે લીંપી પવિત્ર કરી, આસનની નીચે પ્રથમ દર્ભ તેનાપર મૃગચર્માદિ, તેનાપર ઉનનું આસન અને વસ્ત્રાદિ રાખી સિદ્ધાસન, સમાસન, અથવા પદ્માસને બેસી આચમન કરવાં, અને શ્રી ગુરુ ઈશ્વરનું ધ્યાનપૂર્વક સ્મરણ કરી આસનવિધિ કરવી. સર્વે મનોજન્ય અંતર

બાહ્ય વિષયોને વિષ પ્રમાણે જાણી તેનો ત્યાગ કરવો. હે ભાઈ ! વિષ તો ભક્ષણ કરનારને એક વખત મારે છે, પણ આ મનોવાસનારૂપી વિષ તો ભવચક્રમાંથી બહાર નીકળવા દેતું નથી. એવી રીતે દુઃખરૂપ જાણી તમામ ઇંદ્રિયજન્ય વિષયવાસનાને તું છોડી દે. હે ભાઈ ! આ સંસારનું મૂળ મનોગત કામના છે, માટે પ્રથમ તેને જીતી, તેના અનુયાયી લોભ, મોહ, મદ, મત્સર, નિંદા અને ક્રોધાદિને મારી અંતઃકરણને શાંત કર, અને શાંત હૃદયમાં રહેલા આત્માના આનંદરૂપ સાગરમાં તું તારા ચિત્તને નિમગ્ન કરી સ્થિર થા; અથવા અખંડ તૈલધારા પ્રમાણે તું આત્મસ્વરૂપનું ધ્યાન-ચિંતન કર. એ અભ્યાસ વખતે તું આહાર, વિહાર અને નિદ્રાદિને પરિમિત રાખ. આહાર સત્વગુણી અને ચતુર્થાંશ કરવો; એટલે ત્રણ ભાગ પેટને ખાલી રાખવું. અન્ન બ્રાહ્મણનુંજ ખાવું જોઈએ, તે સિવાય નિદ્રા, આલસ્યાદિ દૂર થતાં નથી. એવી રીતના શુદ્ધ પરિમિત આહારવડે આપણા શરીરનાં તત્ત્વો શુદ્ધ થાય છે. તત્ત્વો શુદ્ધ થતાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, સત્ત્વગુણની વૃદ્ધિ થતાં બુદ્ધિ નિશ્ચળ થાય છે. બુદ્ધિમાં નિશ્ચળપણું આવતાં આત્માનું ચિંતન કરતાં આવડે છે, ત્યારપછી મનોવાસના ધીમે ધીમે શાંત થાય છે. એ તને અભ્યાસની આરંભ દશા બતાવી, એને માટે વળી તું આગળના શ્લોકને શ્રવણ કર. ॥ ૪૫ ॥

**यतो यतो धावति चञ्चलं मनस्ततस्ततः पश्यतु साक्षिरूपकम् ।**
**यथायथाऽभ्यासबलो वृढो भवेत् तथातथा स्यात्खलु मुक्तचिन्तनः ॥४६॥**

**सं० टी० । यतो यतश्चंचलं मनो धावति ततस्ततः साक्षिरूपकं पश्यतु । यथायथाऽभ्यासबलो वृढो भवेत् तथातथा खलु मुक्तचिन्तनः स्यात् ॥ ४६ ॥**

**गु. टी.** ગુરુ—હે ભાઈ ! મનનાં બે સ્વરૂપ છે, તેમાં શુદ્ધમન આત્મસ્વરૂપી છે, અને અશુદ્ધમન આ અજ્ઞાનરૂપ સંસારને ઉત્પન્ન કરે છે, અને સદૈવ હું, તું, તે અથવા મારૂં, તારૂં, તેનું એવી રીતે ત્રિપુટી ઉત્પન્ન કરી આ સંસારરૂપ વ્યવહારમાં જ્યાં ત્યાં જોડાય છે, અને જગભ્રાન્તિનો પસારો ઉત્પન્ન કરે છે. એ મન અતિ

બળવાન અને ચંચળ હોવાથી દુર્જય કહેવાય છે, તેથી એને કોઈ જીતી શકતું નથી; કદાચ કોઈ સમર્થ પુરૂષ આકાશના ટુકડા કરે, વાયુને રોકે, જળનું સ્થંભન કરે; પરંતુ આ દુર્જયમન તેનાથી જીતી શકાતું નથી. હે ભાઈ! મન એટલી બધી ઘમંડી રાખે છે કે હું આત્મા કરતાં બળવાન છું, અને મારો સંચાર કરવાનો વેગ એવો રીતનો છે કે હું જ્યાં ત્યાં આત્માની પૂર્વે જઈને બેસું છું. એવી રીતની ઉપાધિ અહર્નિશ હૃદયની અંદર કરવાથી એ મનાદિ સમુદાયને આત્માએ થપડ મારી બહાર કાઢી મૂકયાં; તે દિવસથી એ પોતાનું સ્થાન છોડી બહાર ભટકે છે, પણ તેને પુનઃ પોતાનું સ્થાન પ્રાપ્ત થતું નથી. એ મન કોઈ વખત આ જગપ્રપંચનો ત્રાસ માની તેનું અતિ દુઃખ કરી પોતાના ઘરની અંદર વિશ્રાન્તિને માટે જતાં ત્યાં તેને જવાની આજ્ઞા નહિ હોવાથી તેનાથી જઈ શકાતું નથી. કદાચ એકાદ વખત બળાત્કાર કરી અંદર જતાં તેના ઉન્મત્ત સ્વભાવને જોઈ પ્રાણાદિ ત્યાં તેને બેસવા દેતા નથી; તેથી પુનઃ બહાર આવી જ્યાં ત્યાં ભટકે છે. અરે! તું એ મનના સ્વભાવને જો. એ મન એક પળની અંદર કાશી જઈ આવે છે, અથવા સપ્ત પાતાળ કે બ્રહ્મલોક પર્યંત જઈ પુનઃ પાછું આવે છે ખરૂં, પરંતુ આત્માનો વિચરવાનો વેગ જોઈ એ મન લજ્જિત થાય છે, અને જ્યાં ત્યાં આત્માને પોતાની પૂર્વે તે સ્થાનમાં ગયેલો જોઈ વિચાર કરે છે કે આ કોઈ મારા કરતાં અતિ બળવાન દેખાય છે, જેથી એના સામે મારૂં બળ કંઈજ ચાલતું નથી, એમ કહી પોતે લજ્જિત થાય છે. હે ભાઈ! એ એનું કહેવું સત્ય છે; કારણ કે આત્મા સર્વવ્યાપી છે, અને મન એકદેશી હોવાથી આત્માની બરાબરી કેવી રીતે કરી શકે? જેમ સૂર્યની સામે દીવાનો પ્રકાશ કંઈજ ગણનામાં નથી, તેમ આત્મપ્રકાશની સામે મનની કંઈજ ગણના નથી; તેથી એ દુર્જય, ચંચળ મન જ્યાં જ્યાં દોડ કરીને જાય ત્યાં ત્યાં તું તારા આત્મસ્વરૂપને જોઈ એ મનનો સાક્ષી થઈને રહે, અને એ મનના રચેલા પ્રપંચને જોઈ જાણી તેનો સંબંધ છોડી શાંત થઈને રહે. હે ભાઈ! એ મન દુર્જય તથા ચંચળ છે ખરૂં, પરંતુ દૃઢ

વૈરાગ્ય અને જ્ઞાનયોગના એક સરખા અભ્યાસવડે ધીમે ધીમે દીર્ઘ-કાળે એ હાથ આવે છે. એ કાર્ય સસલા પાસે સિંહ વશ કરાવવા સરખું છે, પરંતુ શ્રી ગુરુ ઈશ્વરનો કૃપા અનુગ્રહ થતાં એને જીતતાં વાર લાગતી નથી. શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહ્યું છે કે **मम माया दुरत्यया** કહી પુનઃ કહે છે કે **मामेव ये प्रपद्यन्ते माया-मेतां तरन्तिते** એટલે જે કોઈ મુમુક્ષુ મહાત્મા શિષ્ય મારૂં શરણ લે છે, એટલે મને પોતાના હૃદયમાં રહેલા આત્મારૂપે જાણે છે, તે મારી એટલે આત્માની કૃપાવડે એ માયારૂપ સમુદ્ર તરી તેને સામે કિનારે નીકળી જાય છે, એટલે પોતાના આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરે છે. હે ભાઈ! એ કહેવું સત્ય છે. જેમ પાળેલો કુતરો પોતાના માલીકની આજ્ઞા પાળે છે, અને છુઃ કરતાં સામાની ઉપર ધાય છે, અને હું કરતાં શાંત થઈને બેસે છે. તેમ ઈશ્વરની એ માયા તેમની પાસે કૂતરા સમાન છે, તેથી ગુરૂ ઈશ્વરની કૃપા થતાં આ માયારૂપ મન પોતાની દોડાદોડ કરવાની ચંચળતા છોડી શાંત થઈને બેસે છે. હે ભાઈ! મનના ચંચળ સ્વભાવને યોગ યાગાદિ કોઈજ કર્મ વશ કરી શકતું નથી; પરંતુ જ્ઞાનરૂપ અંકુશવડે એ મન વશ થાય છે. જેમ મદોન્મત્ત હાથી અંકુશના બળથી વશ થાય છે, તેમ એ મન જ્ઞાનાંકુશવડે વશ થાય છે. તું કહેશે કે હઠયોગના અભ્યાસવડે એ મન વશ થાય છે, તેને માટે શ્રવણ કર. જેમ જળની અંદર તુંબડીને દબાવી રાખતાં તે તેમાં સ્થિર સરખી દેખાય છે ખરી, પરંતુ તેને છોડી દેતાં તરત ઉપર આવી જ્યાં ત્યાં ભટકે છે. તેમ પ્રાણાયામવડે વશ કરેલું મન પ્રાણસ્થંભન પર્યંત સ્થિર સરખું દેખાય છે ખરૂં; પરંતુ તે પ્રાણ સાથે બહાર આવતાં પૂર્વવત્ જ્યાં ત્યાં ભટકે છે. વળી એ અભ્યાસમાં એ ગુણ છે કે જે ગુણનું આલંબન કરી અભ્યાસ કરે છે તે ગુણરૂપ તે થાય છે, એટલે નિશ્ચલ વૈરાગ્યપૂર્વક અભ્યાસ કરતાં તે સત્ત્વગુણી થાય છે, રજોગુણનો આશ્રય કરતાં રજોગુણી થાય છે, અને તમોગુણનો આશ્રય કરતાં તમોગુણી થાય છે. એને માટે આપણે પુરાણાન્તર્ગત રાક્ષસાદિની કથા વાંચીએ છીએ. એવી રીતે એ યોગાભ્યાસનું ફળ છે; તેથી એકલા યોગાભ્યાસવડે

મન જીતી શકાતું નથી, પણ એ અભ્યાસની સાથે જ્ઞાન જોઈએ. એ જ્ઞાનયોગ શ્રી ગુરુ ઈશ્વરની કૃપા થયા સિવાય આપણા હૃદયમાં ઠસતો નથી. જ્યાં સુધી એ જ્ઞાનાંકુશવડે મન વશ થાય નહિ ત્યાં સુધી હું એ મનનો સાક્ષી છું, એટલુંજ નહિ પણ હું આપ્ત કામી હોવાથી મને કોઈનીજ જરૂર નથી, એવો નિશ્ચય કરી એ મન વશ થાય ત્યાં સુધી એકસરખો અભ્યાસ ચાલુ રાખવો; એવી રીતે વૈરાગ્યપૂર્વક અભ્યાસ કરતાં કરતાં એ મન ધીમે ધીમે વિષયવાસના છોડી તારે હાથ આવશે. એ મન હું, તું અને મારૂં તારૂં છોડી આત્મસ્વરૂપમાં લીન થાય નહિ, ત્યાં સુધી એ અભ્યાસ એક સરખો ચાલુ રાખવો; પછી એની અંદર એક વર્ષ લાગો અગર સહસ્રાવધિ વર્ષ લાગો; પરંતુ જ્યાં સુધી એ મન આત્મસ્વરૂપમાં લીન થાય નહિ, ત્યાં સુધી હું એ અભ્યાસ છોડીશ નહિ એવી રીતનો નિશ્ચય કરી અભ્યાસનો આરંભ કરતાં અધિકારી મુમુક્ષુ એ મનને જીતી લે છે. તે વારે એ મન શુદ્ધ થઈ આત્મસ્વરૂપની અંદર લીન થાય છે તે સિવાય એ મન વિષયને છોડી શકતું નથી; તેથી તું બતાવેલા માર્ગે અભ્યાસ કર. ॥ ૪૬ ॥

**सुदूरे परित्यज्य दृश्यस्य चिन्तां स्वरूपे स्थिरं मानसं कार्यमेव ।**
**निवात प्रदेशे यथा दीपकः स्यात्तथा निश्चलेनाशु भाव्यं प्रयत्नात् ॥४७॥**

**सं० टी० । दृश्यस्य विषयस्य चिन्तां सुदूरे परित्यज्य स्वरूपे मानसं स्थिरं कार्यमेव । यथा निवात प्रदेशे दीपकः स्थिरः स्यात्तथा प्रयत्नान्निश्चलेनाशु भाव्यम ॥ ४७ ॥**

**गु. टी.** ગુરુ—હે શિષ્ય! તારી અંદર આ જગભ્રાન્તિના બાહ્યપસારાની અંદરની સ્રી, પુત્ર, ઘરદારા આદિની ચિંતા જેને પુત્રૈષણા કહે છે તે; ધન, પશુ, ભૂમિરૂપ બાગ બગીચાદિની ચિંતા જેને વિત્તેષણા કહે છે તે; તથા આ લોકમાં કોઈજ મારી નિંદા ન કરે, જ્યાં ત્યાં મારી સ્તુતિ થાય, હું પૂજ્ય ગણાઉં, મને સ્વર્ગાદિ મનવાંચ્છિત લોકની પ્રાપ્તિ થાય, એવી લોકૈષણા; એવી નાના પ્રકારની

એષણાઓની ચિંતા દરેક પ્રાણીમાત્રના મનની અંદર થાય છે, તે સર્વ ચિંતાને પ્રથમ તું છોડી દે, અને આ શરીરને ભાડુતી ગાડી પ્રમાણે સમજી, એના યોગક્ષેમની ચિંતાને છોડ; કારણ કે શરીર સદૈવ પ્રારબ્ધને આધીન હોવાથી તેના પર વિના માગે અને વિના પ્રયાસે એકાએક દુઃખ આવી પડે છે, તેવી રીતે દેહને સુખ પણ વિના માગે અને વિના પ્રયાસે મળવું જોઈએ એવો નિશ્ચય કરી શરીરના સુખદુઃખની ચિંતાને છોડી દે. જેમ ભાડુતી ગાડીવાન ઠરાવેલા નિયમ પ્રમાણે દ્રવ્ય લઈ તે ગાડી આપણને સ્વાધીન કરે છે, અને ઠરાવેલી વેળા પુરી થતાં પોતાની ગાડી લઈ જાય છે. હવે એ ઠરાવેલા વખતની અંદર આપણું કામ કરી લઈએ અગર રહેવા દઈએ તેની એ ગાડીવાન ચિંતા કરતો નથી; તેમ હે ભાઈ! આપણે યમરાજાને પૂર્વે કરેલાં પુણ્યરૂપી દ્રવ્ય આપીને આ શરીરરૂપી ભાડુતી ગાડી ઠરાવ કરી લઈ આવ્યા છીએ, તેથી એ મુદત પૂરી થતાં યમરાજા એ શરીરને લઇ જનાર છે, માટે એ શરીરને આહાર આપી એ ઠરાવેલી મુદતની અંદર આપણે આપણું કામ સિદ્ધ કરી લેવું જોઈએ. એ પુણ્યરૂપી મનુષ્યશરીર ગયા પછી પુનઃ પુણ્ય સિવાય એ મળતું નથી. હે ભાઈ! વિષયસુખ માટે પરમાત્માએ અનેક યોનિ ઉત્પન્ન કરી છે. એ સુખ નરકની અંદર પણ મળે છે. સ્વર્ગની અંદર ઈન્દ્ર પોતાની ઈન્દ્રાણી સાથે સંબંધ કરી જે વિષયસુખનો અનુભવ કરે છે, તે વિષયસુખને કુતરો કુતરીનો સંબંધ કરી અનુભવે છે. એવી રીતનું એ બાહ્ય સુખ છે, અને એ સુખ જે યોનિમાં જાય તે યોનિમાં મળે છે; પરંતુ આ આત્માનંદનું સુખ મનુષ્યયોનિ સિવાય બીજી કોઈ પણ યોનિમાં મળતું નથી; કારણ કે દેવયોનિ પ્રાપ્ત થતાં ત્યાં નાના પ્રકારનાં વિષયસુખ હોવાથી તે સુખમાં પડતાં ત્યાં આત્માનો વિચાર કરવાનો વખત મળતો નથી, અને મનુષ્ય સિવાય નીચી યોનિમાં આત્મજ્ઞાન મેળવવાનું સાધન નથી, તેથી આત્મજ્ઞાન મેળવવાને માત્ર મનુષ્યજન્મ ઉપયોગી છે; કારણ મનુષ્યજન્મની અંદર સુખ અને દુઃખ એ બંનેનો સરખો અનુભવ આવે છે, તેથી ખરૂં સુખ કયું તેનું જ્ઞાન અનાયાસે

થાય છે. હે ભાઈ ! આત્મજ્ઞાન સરખું સુખ બીજા કોઈની અંદર નથી, અને એના સરખો બીજો કોઈજ મોટો લાભ નથી, એવો નિશ્ચય કરી સર્વ મનની ચિંતાને છોડી, એ મનને તું તારા આત્મ-સ્વરૂપમાં સ્થિર કર. જેમ વાયુરહિત નિવાત સ્થાનમાં દીપજ્યોતિનો સમાન પ્રકાશ પડે છે, અને તે સર્વત્ર વસ્તુને શોભાવે છે, તેમ સંકલ્પવિકલ્પરૂપ મનનો વેગ શાંત થતાં અંતઃકરણની અંદર રહેલી આત્મજ્યોતિ શોભી નીકળે છે; તેની સામે પાપપુણ્ય રહી શકતું નથી, તેથી આત્મદર્શીની અંદર મોહ શોક ઉત્પન્ન થતો નથી, માટે તું પ્રયત્ન કરી સ્વસ્વરૂપમાં નિશ્ચળ થા, ત્યાર પછી તારી અંદર એક પણ ચિંતા જોવામાં આવશે નહિ. ॥ ૪૭ ॥

**उत्थाय यावद्विरमेत्र वृत्तिर्न यावदन्या समुदेति चित्ते ।**
**मध्ये स्थिति र्वै सहजास्ति या सा त्वमेव शिष्यासि हि निर्विकल्पः॥४८॥**

**सं० टी० । यावद्वृत्तिरुत्थाय विरमेदन्या वृत्तिर्यावच्चित्ते न समुदेति तन्मध्ये या सहजा स्थितिरस्ति. हे शिष्य, हि सा स्थिति निर्विकल्पो भेद रहितस्त्वमेवासि ॥ ४८ ॥**

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! મનની અંદર એક વૃત્તિ ઉઠી, તે વૃત્તિ વિરામ પામી બીજી વૃત્તિ ઉઠે છે; એવી રીતે વૃત્તિનું ઉઠવું, વિરામ પામવું અને પુનઃ ઉઠવું, એ સંધિનો અંદર કિંચિત કાળ માત્ર જે નિરાધાર નિર્વિકલ્પ સ્થિતિ રહે છે, તેને અનુભવી જ્ઞાની સહજાવસ્થા, તુર્યાવસ્થા અથવા બ્રહ્માનંદ કરીને કહે છે; એ વખતે ઇંદ્રિયો સહિત મનાદિ સર્વ જાગ્રત છતાં તે કોઈ પણ વસ્તુ અથવા સ્વરૂપને ગ્રહણ કરતાં નથી, તે સ્થિતિ સહજાવસ્થા છે. તે સ્થિતિ મિથુનાંતે, નિદ્રાન્તે અને અતિ શ્રમિત થઈને બેસતાં અનુ-ભવવામાં આવે છે; અથવા કોઈ વખત સામે જોતાં મન, દૃષ્ટિ આદિ કોઈજ વસ્તુને ગ્રહણ કરતું નથી, એ નિરાધાર સ્થિતિ સહજાવસ્થા કહેવાય છે. એ સ્થિતિ વખતે તારૂં નિર્વિકલ્પ સ્વરૂપ છે. એવી રીતે પ્રથમ પોતાનાં સ્વરૂપને જાણી તે આનંદ પ્રાપ્ત કરવાને તું તારા ચિત્તને રોક, અને તે સ્થિર ચિત્તને બ્રહ્માનંદના

સમુદ્રમાં નિમગ્ન કર. એ તને સમાધિસ્થિતિની બાહ્ય ઓળખ બતાવી, તે વખતના અનુભવને લક્ષમાં ધરી તે સ્થિતિને પ્રાપ્ત કરવા તું એકસરખો અભ્યાસ કર. એ અભ્યાસ વખતે નિદ્રા, તંદ્રા, આલસ્ય અને દુષ્ટ વાસનાને તારી નજીક આવવા દઈશ નહિ. એવી રીતે લક્ષપૂર્વક અખંડ તૈલધારા પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં તું તારા મનને જીતી લેશે. ॥ ૪૮ ॥

**प्रतिक्षणं चापि दिवानिशं वै संकल्पशून्यं च मनो विधाय ।**
**दृढं स्वरूपे हि निमग्नमेव कृत्वा वसेदात्मनि निर्विकल्पः ॥ ४९ ॥**

**सं० टी० । दिवानिशं प्रतिक्षणं चापि मनः संकल्पशून्यं विधाय हि तन्मनः स्वरूपे दृढं निमग्नमेव कृत्वाऽऽत्मनि निर्विकल्पो वसेत् ॥४९॥**

**ગુ. ટી.** ગુરુ—હે શિષ્ય ! પ્રતિક્ષણે દોડનારાં મનને પ્રથમ સંકલ્પશૂન્ય કરી રાત્રદિવસ તું એ અભ્યાસ કર. કદાચ મન આત્મસ્વરૂપને છોડી અન્યવિષયમાં જાય તો તેને વિવેકપૂર્વક સમજાવીને કહેવું કે હે મન ! તું વિનાકારણ શું કામ દોડે છે. તું જે જે વિષયમાં આનંદ માને છે, તે તે વિષય સોપાધિક, પરતંત્ર અને છેવટે દુઃખરૂપ છે, અને આત્માનંદ નિરૂપાધિક, સ્વતંત્ર અને સદૈવ સુખરૂપ છે. એવી રીતે વિષયના દોષો બતાવી તેને શાંત કરી અભ્યાસમાં જોડી આપવું. એવી રીતે સમજાવવા છતાં મન શાંત ન થાય તો તેના પર બળાત્કાર કરી તેને સર્વે વિષયની અંદરથી બહાર કાઢવું, અને ફરી તે વિષયનો સંબંધ થવા દેવો નહિ. કદાચ મન જાય તો ભલે, પણ શરીરને તો ત્યાં જવા દેવુંજ નહિ. એવી રીતે દીર્ઘકાળ અભ્યાસ કરતાં એ મન શાંત થાય છે. મન શાંત થતાં ઈન્દ્રિયો આપોઆપ શાંત થાય છે; કારણ ઈન્દ્રિયોનું વરિષ્ઠ મન છે; તેથી મનને તાબે ઈન્દ્રિયો રહે છે. એ મનના ઉપર બુદ્ધિ છે, બુદ્ધિના ઉપર અહંકાર છે, તેના ઉપર અજ્ઞાન છે, અને તેના ઉપર આત્મા છે. તેથી અનુક્રમે એકેકને વશ કરતાં એકેક તાબે થાય છે. આ જગાએ મનની અંદર બુદ્ધિનો સમાવેશ કરેલો છે. અભ્યાસ વખતે પૂર્વપ્રારબ્ધ પ્રતિબંધ આડે આવતાં મન ઈન્દ્રિયસહિત વિષયભોગમાં

જોડાય તો જોડાવા દેવું, પરંતુ અભ્યાસ છોડવો નહિ. એવી રીતે અભ્યાસ ચાલુ રાખવાથી પ્રારબ્ધ પ્રતિબંધનો વેગ શાંત થતાં તે મન આપોઆપ શાંત થઈ અતિ આગ્રહપૂર્વક અભ્યાસમાં વૃદ્ધિ કરી આપે છે. જ્યાં સુધી મન શુદ્ધ થઈ આત્મસ્વરૂપમાં નિમગ્ન થાય નહિ, ત્યાં સુધી એકસરખો અભ્યાસ ચાલુ રાખવો. જે વારે મન નિવાતદીપવત્ થઈ આત્મસ્વરૂપમાં નિમગ્ન થાય તે વારે એની અંદર એકે સંકલ્પ સિલીકમાં રહેતો નથી, તેથી તે મન નિર્વિકલ્પ થયું કહેવાય છે. જે વખતે તું તારા નિર્વિકલ્પ સ્વરૂપમાં નિવાસ કરશે, ત્યાર પછી તને તારૂં સ્વરૂપ છોડવું ગમશે નહિ, અને જ્યાં ત્યાં તું તારા એટલે શ્રીગુરુના સ્વરૂપને જોશે. એ તને અભ્યાસનું છેવટનું સ્વરૂપ બતાવ્યું. ॥ ૪૯ ॥

**त्वमेवास्यधोनन्तब्रह्माण्डकानां तथैवोपरि ब्रह्ममूर्तिस्त्वमेव ।**
**तथा दिक्षु सर्वासु पूर्णः सदैव ह्यनन्तोऽसि नित्यस्तथैकस्त्वमेव ॥५०॥**

**सं० टी० । हे शिष्यानन्त ब्रह्माण्डकानामधस्त्वमेवासि । तथैवोपरि ब्रह्मरूपमूर्तिस्त्वमेवासि। हि तथा सर्वासु दिक्षु सदैव पूर्ण-स्तथानन्तो नित्य एकस्त्वमेवासि ॥ ५० ॥**

**ગુ. ટી.** ગુરુ—હે ભાઈ! આ દેખાતા તારાદિ ગ્રહમંડળમાં, પૃથ્વી આદિ ભૂતોમાં, નાના પ્રકારનાં શરીરાદિ અનેક બ્રહ્માંડમાં અંદર અને બહાર, ઉપર અને નીચે તું અનંત બ્રહ્મમૂર્તિરૂપે રહેલો છે. દશે દિશામાં પૂર્ણરૂપે તું સર્વેને વ્યાપીને રહેલો હોવાથી તું અનંત કહેવાય છે. એ કારણથી આ બ્રહ્માંડની અંદર જે જે કાંઈ દેખાય છે, જાણવામાં આવે છે, તે વ્યક્ત, અવ્યક્ત સ્વરૂપે સદૈવ એક તુંજ છે, તેથી તું નિત્ય અનંત મહિમારૂપ છે, અને સર્વની અંદર પૂજ્યરૂપે તુંજ છે. તેથી તું બ્રહ્મા, તું વિષ્ણુ, અને તુંજ પાર્વતીપતિ શંકર છે; તું વિરાટ, તું હિરણ્યગર્ભ અને તુંજ અવ્યક્તરૂપ છે; તું આકાશ, તું વાયુ, તું અગ્નિ, તું જળ અને પૃથ્વીરૂપ તુંજ છે; તું પંચમહાભૂતની પંચતન્માત્રા જેને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ કહે છે તે રૂપ છે; તું મન, બુદ્ધિ, ચિત્ત અને

અહંકારરૂપ છે; તું પંચ જ્ઞાનેંદ્રિય અને પંચ કર્મેંદ્રિયરૂપ છે; તું પંચપ્રાણ અને પંચ વિષયરૂપ છે; તું અષ્ટવસુ, દશ દિગ્પાળ, એકાદશ રુદ્ર, અને દ્વાદશ આદિત્યરૂપ છે; તું દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ અને પિશાચરૂપ છે; તું ઈન્દ્ર, ચંદ્ર, વરૂણ અને કુબેરાદિરૂપ છે; તું સપ્તસાગર, સપ્ત નદી, સપ્ત દ્વીપ અને નવ ખંડરૂપ છે; તું કામ, ક્રોધ, લોભ અને મોહાદિરૂપ છે; તું સરોવર, નદી, પર્વત, અરણ્ય અને પાષાણરૂપ છે; તું મનુષ્ય, પશુ, પક્ષી, મૃગ, વૃક્ષ, વનસ્પતિ અને નાના પ્રકારનાં ઉદ્ભિજ્જરૂપ છે; તુંજ કીટ, પતંગ, પિપીલિકા અને સિંહરૂપ છે; તું અંડજ, જરાયુજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જરૂપી ચાર ખાણ અને લક્ષચોર્યાશી યોનિરૂપ છે; તુંજ ચાર વર્ણ અને ચાર આશ્રમરૂપ છે; તુંજ સ્ત્રી, પુરૂષ અને નપુંસકરૂપ છે; તું વેદ, શાસ્ત્ર, ઈતિહાસ અને અરાઢ પુરાણરૂપ છે; તું સાધુ, અસાધુ, ચોર અને શાહુકારરૂપ છે, તું મચ્છ, કચ્છ, વારાહ, નૃસિંહ, વામન, પરશુરામ, દાશરથિ રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કી અવતાર-રૂપ છે; તુંજ સંન્યાસધર્મ પ્રવર્ત કરનાર નરનારાયણ, દત્તાત્રેય, દુર્વાસા, વસિષ્ઠ, શક્તિ, પારાશર, વ્યાસ, શુકયોગી, વામદેવ, ગૌડ-પાદાચાર્ય, ગોવિંદ ભગવત્ પાદાચાર્ય, શંકરાચાર્ય અને સુરેશ્વરા-દિરૂપ છે; તુંજ સનક, સનંદન, સનાતન, સનત્કુમાર અને નારદરૂપ છે; તુંજ સપ્ત ઋષિ, સપ્ત પાતાળ, સપ્તલોક અને અષ્ટ નાગરૂપ છે; તુંજ શાસ્ત્રવેત્તા કપિલ, કણાદ, ગૌતમ, પતંજલી, જૈમિનિ, વ્યાસ, બુદ્ધ, આર્હંત અને પાણિનિરૂપ છે: તુંજ હિંદુ, મુસલમાન, બૌદ્ધ, ખ્રિસ્તિ, અને યાહુદી ઈત્યાદિ આસ્તિક અને નાસ્તિક મતરૂપ છે; તું ધર્મ, અધર્મ અને પાપપુણ્યરૂપ છે; તું સાળી, યવ, ગોધુમ ઈત્યાદિ અરાઢ ધાન્યરૂપ અને ઉપધાન્યરૂપ છે; તું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, મ્લેચ્છ, ચાંડાળ, ગાય, હસ્તિ, શ્વાન, પંડિત, અપંડિત, મૂર્ખ, કૃપણ અને દાતારૂપ છે; તું ગાયત્રી, સાવિત્રી, સરસ્વતી, બ્રહ્માણી, રુદ્રાણી અને લક્ષ્મીરૂપ છે; તું અરુંધતિ, અનસૂયા, દિતિ, અદિતિ, સ્વાહા અને સ્વધારૂપ છે; તુંજ પતિવૃતા અને જારિણી છે; તુંજ કામી, અકામી અને વિષયલંપટરૂપ છે; તું હંસ, ગરૂડ, નંદી અને

ગણુપતિ ઈત્યાદિરૂપ છે; તું શંકરાચાર્ય, શુક્રાચાર્ય, બૃહસ્પતિ, વ્યાસ અને વાલ્મિક કવિરૂપ છે; તું હિરણ્યકશિપુ, રાવણુ, કુંભકરણુ, ઇંદ્રજિત, મુચકંદ અને જિમુત દૈત્યરૂપ છે; તું પ્રહ્લાદ, વિભિષણુ, અમરિષ, કાર્તવીર્ય, અર્જુન, અલર્ક, રૂકમાંગદ અને મારુતિરૂપ છે; તું વીંછી, સર્પ, ડાંસ, મધુમક્ષિકા અને ભ્રમરરૂપ છે. હવે તને વધારે શું કહું, જે જે કંઇ જોવામાં આવે છે તે સર્વે તારૂં સ્વરૂપ છે એવો પૂર્ણ નિશ્ચય કર, અને આ શરીરના માનાપમાનને છોડી, દુઃખાદિને સહન કરી સમદૃષ્ટિવાન થા. તું આ બ્રહ્માંડના કોઈપણુ પદાર્થની નિંદા કરીશ નહિ; કારણુ કે જેની તું નિંદા કરશે તે જગાએ તારી નિંદા કરી કહેવાશે. હે ભાઇ ! આ જગતમાં જે કાંઈ નામરૂપાત્મક પદાર્થ છે, તે અન્નરૂપ હોવાથી એક બીજાને ખાઇ મોટો આનંદ માને છે. એ સર્વનો ભોકતા અન્નાદરૂપે તુંજ છે, તેથી પ્રાણુીમાત્રના શરીરમાં રહેનારા વૈશ્વાનરની અંતર્ગત રહી તુંજ સર્વેનું ભક્ષણુ કરે છે, તેથી તું કાળનો પણુ કાળ કહેવાય છે. તું ગુરુ, શિષ્ય, શાસ્ત્ર અને શાસ્તા હોવાથી મુમુક્ષુ અધિકારીને જ્ઞાનની પ્રાપ્તિ કરાવે છે. એવી રીતે તારા એકલાનો અનંત મહિમા છે, એ ઉપરથી તુંજ વિચાર કર કે તારી અંદર કઇ વસ્તુનું કમીપણું છે કે તે પ્રાપ્ત કરવાને તું હર્ષશોક કરે ! હે વત્સ ! જેને પોતાના પૂર્ણપણાનું જ્ઞાન છે તે સ્ત્રી, પુત્ર-પરિવાર અને ધનાદિની શું કામ ઈચ્છા કરે ? આ શરીર અન્નરૂપ હોવાથી એક દિવસ એને કોઈપણુ ભક્ષણુ કરી જનાર છે, એવો નિશ્ચય કરી દેહાભિમાનને છોડી દેહવત્ તું તારા આત્માનુ સંરક્ષણુ કર. એના વડે તને તારા પૂર્ણપણાનો બરાબર અનુભવ આવતાં તું પૂર્ણરૂપે થશે, અને આ જગતમાં હુંજ બ્રહ્મમૂર્તિ છું એવો નિશ્ચય થશે. ॥ ૫૦ ॥

**निराकाररूपस्त्वमेवासि शिष्य स्थितोव्यापकः सर्वतः पूर्णरूपः ।**
**स्थलीकापि नास्तीह या त्वद्विना स्याज्जगत्सर्वमादाय दृश्योऽणुमात्रः ५१**

**सं० टी० । हे शिष्य त्वमेव निराकाररूपोऽसि । सर्वतः पूर्णरूपो व्यापकः स्थितोऽसि । इह या स्थली त्वद्विना स्यादेवं कापि स्थली नास्ति । सर्वं जगदादाय त्वद्विनाऽणुमात्रो दृश्यो नास्ति ॥५१॥**

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે આ બ્રહ્માંડમાં પિપીલિકાથી આરંભી બ્રહ્મલોક પર્યંત જે જે કાંઈ દેખાય છે, સાંભળવા કે જાણવામાં આવે છે તે સર્વની અંદર તું પૂર્ણરૂપે ભરેલો છે. આ જગતમાં મોટી કે નાની અણુમાત્ર જે જે વસ્તુ છે, તે તારા સત્યસ્વરૂપને છોડી રહી શકતી નથી, તેથી એ સર્વનો આધાર તું છે. આ જગતમાં કોઈપણ એવું સ્થળ નથી કે તે તને છોડીને રહી શકે. તેં આ બ્રહ્માંડને ધારણ કરેલું હોવાથી તું આ જગતનો નાયક છે. આ જગતની ઉત્પત્તિ તથા લયનું કારણ તુંજ છે. તું આ જગતને વ્યાપીને રહેલો હોવાથી તું સર્વવ્યાપી કહેવાય છે, અને સર્વની અંદર પરિપૂર્ણ ભરેલો હોવાથી તું પૂર્ણરૂપ છે. આ સર્વે રૂપે તું છતાં તું નિરાકાર કહેવાય છે અને તને કોઇ જાણતું નથી એ મોટા આશ્ચર્યની વાત છે. હે ભાઈ ! પાછળ કહેવાઇ ગયું છે કે આ જગપસારો રજ્જુસર્પવત્ છે, તે પ્રમાણે આત્મા જગતનો આધાર કહેવાય છે. કદાચ તું કહેશે કે નિર્ગુણ વસ્તુ સગુણનો આધાર કેવી રીતે થઈ શકે તેને માટે શ્રવણ કર. પ્રથમ આપણા શરીરનો વિચાર કરતાં આપણને આ જગતના પસારાનું સહેજ જ્ઞાન થશે. જેમ એક ઘટના સ્વરૂપને જાણતાં સર્વ ઘટાદિનું જ્ઞાન થાય છે, તેમ આ જગતમાં એક શરીરનું જ્ઞાન થતાં સર્વ પદાર્થનું સહેજે જ્ઞાન થાય છે. હે ભાઈ ! આ આપણા શરીરનું કારણ માતાપિતા છે, હવે એ શરીર માતાપિતાની અંદર કેવી રીતે આવ્યું તેનો શાસ્ત્રદ્વારા તથા અનુભવથી વિચાર કરતાં અન્નદ્વારા માતાપિતાને આ પ્રાપ્ત થયું; તેથી શરીર અન્નતત્ત્વનું કહેવાય છે. અન્ન પૃથ્વીની અંદરથી ઉત્પન્ન થાય છે તેથી અન્નનું કારણ પૃથ્વી છે. હવે સાંખ્યશાસ્ત્રના નિયમે જોતાં પૃથ્વીનું કારણ જળ કહેવાય છે, તેથી જળ અને પૃથ્વીનો સંબંધ થતાં પૃથ્વી ઉપર નાના પ્રકારનાં સ્વરૂપ ઉત્પન્ન થાય છે, જો એ બન્નેનો પરસ્પર સંબંધ ન થાય તો કોઈજ ઉદ્ભિજ્જાદિ વસ્તુ જોવામાં આવે નહિ. તેથી અન્નાદિનું કારણ જળ અને પૃથ્વી છે. આ જગતમાં જે કાંઈ શોભા જોવામાં આવે છે તે સર્વે જળની છે. એ જળનું કારણ તેજ કહે-

વાય છે. આપણા શરીરમાં શ્રમાદિના કારણથી ઉષ્ણતા થાય છે, ત્યારે શરીરમાંથી પરસેવો નીકળે છે, તથા અતિ ઉષ્ણતા પછી વરસાદ આવે છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે જળનું કારણ અગ્નિ છે. એ અગ્નિનું કારણ વાયુ કહેવાય છે; કારણ કે દીવાને વાયુનો ઝપાટો લાગતાં તેનો પ્રકાશ નાશ પામે છે અથવા બળતાં લાકડાને વાયુનો ઝપાટો લાગતાં તેની ભસ્મ થાય છે, અને અગ્નિ નહિ સરખો જોવામાં આવે છે, વળી ઉષ્ણકાળે વાયુનો વેગ મંદ હોય તો આપણને ઉષ્ણતા વધારે દેખાય છે; મરણકાળે શરીરમાંથી પ્રાણ નીકળી જતાં તે ઠંડુગાર થઈ જાય છે, તેથી અગ્નિનું કારણ વાયુ હોવો જોઈએ. એ વાયુના કારણનો વિચાર કરતાં આકાશ જોવામાં આવે છે; કારણ કે વાયુને રહેવાનું તથા વિચરવાનું સ્થાન આકાશ છે. વાયુને સંચરવાનું સ્થાન જેમ ખુલ્લું, તેમ તેનો વેગ વધારે જોવામાં આવે છે, અને સંકોચવાળી જગામાં વાયુનો વેગ મંદ પડે છે. વળી આકાશની તન્માત્રા શબ્દ છે, એ શબ્દને વાયુજ જ્યાં ત્યાં પહોંચાડે છે. એવી રીતે આકાશનું બેગારીપણું વાયુ કરે છે. એ વાયુ આપણા વાસનારૂપ લિંગશરીરને સ્થૂળ શરીરમાંથી કાઢી આકાશદ્વારા વાસના-રૂપ સ્થાનમાં પહોંચાડે છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે વાયુનું કારણ આકાશ છે. એ આકાશતત્ત્વ વાયુ કરતાં અતિ સૂક્ષ્મ હોવાથી એણે સર્વને વ્યાપી લીધું છે, તેથી એ તત્ત્વ સર્વની અંદર બહાર એક સરખું ભરેલું છે, અને તેના વિભાગ થઈ શકતા નથી; તે કારણથી એની અંદર અંશઅંશી ભાવ નથી. જો આ જગતમાં એ આકાશની તન્માત્રા શબ્દરૂપે ન હોત તો આ જગતનો પસારો જોવામાં આવત નહિ; કેમકે આ જગતમાં જે કંઈ નામરૂપ દેખાય છે, તે સર્વે શબ્દનો પસારો છે. હવે એ આકાશનું કારણ શોધતાં તેની તન્માત્રા શબ્દ દેખાય છે. જો એ શબ્દ ન હોય તો આકાશનું સ્વરૂપ ઓળખી શકાય નહિ, એ શબ્દ તન્માત્રાના કારણનો વિચાર કરતાં અહંકાર જોવામાં આવે છે. એ અહંકારના અહંનું સર્વે કરતાં અતિ સૂક્ષ્મપણું હોવાથી તેણે સર્વે બ્રહ્માંડને વ્યાપી લીધું છે. જો આ જગતમાં એ અહં ન હોય તો શબ્દશક્તિ કદાપિ

પણ ઉત્પન્ન થાય નહિ, અને શબ્દશકિત ન હોય તો જગતનો વ્યવહાર ચાલી શકે નહિ. તું વિચાર કરી જો કે જ્યારે તારી અંદર અહંપણું પ્રકટ થાય છે, ત્યારે પરા નામની વાણી જાગ્રત થઇ તે કાર્ય પશ્યન્તીને કહે છે, પશ્યન્તી મધ્યમાને કહે છે, અને મધ્યમા વૈખરીને તે કાર્ય બતાવે છે; ત્યારે વૈખરીદ્વારા તે કાર્ય બહાર પડતાં બીજાના જાણવામાં આવે છે; અથવા પ્રત્યેક ઇંદ્રિય પોતપોતાના કાર્યમાં જોડાય છે. એ અહં આપણી અંદર ઉત્પન્ન ન થાય તો શરીરનો કોઈ પણ વ્યવહાર આપણા જોવા જાણવામાં આવે નહિ; તેથી અહં શબ્દનું કારણ અહંકાર કહેવાય છે. હવે એ અહંકારનું કારણ શું તેનો વિચાર કરતાં આત્મા ઉપર આવેલું અજ્ઞાનઆવરણ દેખાય છે. એ અજ્ઞાનનું સ્વરૂપ પ્રત્યક્ષ જડ જોવામાં આવે છે. એને સાંખ્યવાદી પંડિતો પ્રધાન કરીને કહે છે, અને વૈદિક પંડિતો એનેજ માયા કરીને કહે છે. ન્યાયાદિ મતવાદીઓએ પરમાણુ કાળાદિ મનઃકલ્પિત કલ્પના જગતની ઉત્પત્તિ માટે કરી છે. તે સર્વે વાદીઓનો એની અંદર સમાવેશ થાય છે. હે ભાઈ ! એ અજ્ઞાન અથવા માયા જડ હોવાથી તેનું કાર્ય અહંકાર પણ જડ જોવામાં આવે છે. આપણે પાછળ પંચકોશનું વિવેચન કર્યું, તેની અંદરના આનંદમયકોશનો અભિમાની એ અહંકાર છે; એ આનંદમય કોશનો પ્રત્યક્ષ અનુભવ આપણને નિદ્રા વખતે થાય છે. તે વખતે એ અહંકાર અજ્ઞાનસહિત હોવાથી તે કંઇ જાણતો કે કરતો નથી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે અહંકારનું કારણ જડઅજ્ઞાન છે. સાંખ્યના નિયમે એ અજ્ઞાન સુધીજ કાર્યકારણભાવની વ્યવસ્થા દેખાય છે, એની આગળ જોતાં કાર્યકારણનો સંબંધ સિદ્ધ થતો નથી, તેમ કાર્યકારણભાવ છે એમ પણ કોઇનાથી કહી શકાતું નથી; કદાચ તું કહેશે કે અજ્ઞાનનું કારણ નિદ્રાને જાણવાવાળો જ્ઞાનરૂપ આત્મા હોવો જોઇએ, તેને માટે તું શ્રવણ કર. જ્ઞાનનું સ્વરૂપ નિત્ય, ચૈતન્ય, અને આનંદરૂપ છે, અને અજ્ઞાનનું સ્વરૂપ અનિત્ય, જડ અને દુઃખરૂપ છે, આત્માનું સ્વરૂપ સત્ છે, ને માયાનું સ્વરૂપ અસત્ છે, એવી રીતે હોવાથી જ્ઞાનરૂપ આત્મા અને અજ્ઞાનરૂપ

માયાનો કાર્યકારણભાવ બની શકતો નથી. જો જ્ઞાનનું કાર્ય અજ્ઞાન હોત તો અજ્ઞાનની અંદર જ્ઞાન દેખાવું જોઈએ; પરંતુ તેવી રીતે જોવામાં આવતું નથી, તેથી અજ્ઞાન જ્ઞાનનું કાર્ય થઈ શકતું નથી. તેમ સ્વતઃ અજ્ઞાન બીજાનું કારણ થઈ શકતું નથી; એટલે સસલાના શૃંગરૂપ અજ્ઞાન, તે આકાશપુષ્પનું કારણ થઈ શકતું નથી: કારણ એક અસત્ વસ્તુ બીજી અસત્ વસ્તુનું કારણ થઈ શકતું નથી, તેમ વ્યાવહારિક ઘટ વસ્તુ શશશૃંગનું કારણ થઈ શકતી નથી. અથવા વિદ્યમાન ઘટ બીજા ઘટનું કારણ થઈ શકતો નથી. એવી રીતે હોવાથી સત્ જ્ઞાનથી અસત્ અજ્ઞાનની ઉત્પત્તિ થઈ શકતી નથી; તેથી શ્રુતિ અને અનુભવી જ્ઞાનીઓનું કહેવું છે કે જ્ઞાનરૂપ આત્માનો અને અજ્ઞાનરૂપ માયાનો કાર્યકારણભાવ નથી; આ જે કાંઈ દેખાય છે તે ભ્રાન્તિનો બજાર છે, અને તે અલાતચક્રવત્ મિથ્યા છે. જેમ આપણે મસાલ અથવા બળતા ઉંબાડીઆને જોરથી ચક્કર ચક્કર ફેરવતાં તેનો પ્રકાશ એક સરખો ગોળ કુંડાળાવત્ દેખાય છે. એટલો મોટો પ્રકાશ ક્યાંથી ઉત્પન્ન થયો ને છેવટ ક્યાં સમાયો તેનો કોઈને પત્તો લાગતો નથી. તેમ આ જગતની ઉત્પત્તિનો કોઈનેજ પત્તો લાગતો નથી. તેથી એ માયાનો બજાર મિથ્યા છે. સારાંશ કે શરીરથી આરંભી કાર્યકારણભાવ જોતાં આપણે આકાશ-પર્યંત અનુભવ કરી શકીએ છીએ, અને તેને આપણે દ્રવ્ય કહીએ છીએ, તેના ઉપરના અનુમાનને જોરે આપણે અજ્ઞાનસુધી કલ્પના કરીએ છીએ, તેની આગળ આપણી કલ્પના ચાલી શકતી નથી. કારણ બુદ્ધિ કુંઠિત થાય છે, તેથી આગળના સ્વરૂપને જાણનારૂં કોઈજ રહેતું નથી. જેને કોઈજ જાણતું નથી, તે સર્વને જાણે છે, અને તેને શ્રુતિ આત્મા કહે છે. તે આત્મસ્વરૂપ નિરાકાર, નિર્ગુણ, સર્વવ્યાપી, પરિપૂર્ણ, શુદ્ધ, બુદ્ધ, અજ, અમર, એક અને સચ્ચિ-દાનંદરૂપ છે એમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. તેનો નિશ્ચય કરીને તે સ્વરૂપે તું થા. આ જગત ઉત્પન્ન થયું નથી, પણ ઉત્પન્ન થયા જેવું જે ભાસે છે, તે કેવળ વાણીનો વિલાસ છે, જેમ રજ્જુસર્પ ઉત્પન્ન થતો નથી, તેમ આ જગત ઉત્પન્ન થતું નથી. ઉત્પત્તિ

જોવામાં આવે છે, તે તારા સ્વસ્વરૂપપર ભ્રાન્તિ માત્ર છે. એ ભ્રાન્તિને દૂર કરતાં તને આ જગત જોવામાં આવશે નહિ. હે ભાઈ! જગભ્રાન્તિ ઉત્પન્ન કરવી એ આત્માનો સ્વભાવ છે; એટલે આત્મા છે તો જગભ્રાન્તિ છે, અને તે ચૈતન્ય સરખી ભાસે છે, તેનાથી આત્માના અજ, અવ્યય અને નિરાકારપણામાં બાધ આવતો નથી, એ તું નિશ્ચયપૂર્વક જાણ. ॥ ૫૧ ॥

**यथा सागरे निर्मलं वारि भाति तथा निर्मलं ब्रह्मरूपं चकास्ति ।**
**सदान्तर्बहिः केवलं चित्स्वरूपं विभातीह पूर्णं जगत्येकमेव ॥ ५२ ॥**

**सं० टी० । यथा सागरे निर्मलं वारि भाति तथा निर्मलं ब्रह्मरूपं चकास्ति । इह जगत्यन्तर्बहि एकं पूर्णं केवलं चित्स्वरूपमेव सदा विभाति ॥ ५२ ॥**

ગુ. ટી. ગુરુ—હે ભાઈ ! સમુદ્રની અંદર જેવી રીતે એક સરખું નિર્મળ જળ ભરેલું છે, તેવી રીતે આ જગતની અંદર ને બહાર એક સરખું નિર્મળ બ્રહ્મસ્વરૂપ એટલે તારૂં ચૈતન્ય સ્વરૂપ શોભી રહેલું છે.

શિષ્ય—હે ગુરુજી ! આપશ્રી સમુદ્રની અંદર એક જળ છે એમ કહો છો, પણ સમુદ્રના કિનારાપર જોતાં તેની અંદર મોટી મોટી લાટો, તરંગ, લહરી, ફેસ, પરપોટા ઈત્યાદિ જોવામાં આવે છે, વળી તેની અંદર મચ્છ, કચ્છ, મગર ઈત્યાદિ નાના પ્રકારનાં પ્રાણીઓ રહેલાં છે, તેથી સમુદ્રનું સ્વરૂપ નિર્મળ કહી શકાતું નથી, તેમ આત્મા નિર્વિકારી ન હોવો જોઈએ.

ગુરુ—હે ભાઈ ! સમુદ્રની અંદર લાટો, તરંગ, લહરી, ફેસ, પરપોટા ઈત્યાદિ જે કાંઇ ભિન્ન ભિન્ન સ્વરૂપે દેખાય છે, તે સર્વે જળ છે. એનાવડે સમુદ્રના નિર્મળપણામાં બાધ આવતો નથી. હે ભાઈ ! તેં જળ સિવાય બીજી કોઈ જગાએ તરંગ, લહરી વગેરે જોયાં કે સાંભળ્યાં છે ? કદાચ તું કહેશે કે મૃગજળની અંદર એમાંનું કાંઈક સ્વરૂપ જોવામાં આવે છે. પણ પ્રથમ એ મૃગજળનું સત્યત્વ ક્યાં છે કે તેના પરના તરંગ, લહરી ઈત્યાદિમાં

સત્યત્વ આવે. જેમ એ અસત્ય મૃગજળનાં તરંગાદિ અસત્યરૂપ છે, તેમ સમુદ્રનાં તરંગ, લહરી ઈત્યાદિ સમુદ્રરૂપ છે. હવે સમુદ્રના મચ્છ, કચ્છાદિને માટે શ્રવણ કર. જેમ આ પૃથ્વી ઉપર સ્થાવર જંગમાદિ જે કંઈ જોવામાં આવે છે તે તે પૃથ્વીરૂપ હોવાથી તે સર્વે તેને આધારે રહેલાં છે. જો પૃથ્વી ન હોય તો એ સ્થાવર જંગમ વસ્તુ જોવામાં આવે નહિ, તેથી એ સર્વે વસ્તુ પૃથ્વીજ છે, તેમ જળની અંદર માયાદેવીએ જળસૃષ્ટિ ઉત્પન્ન કરી છે, તેથી એ મચ્છ, કચ્છાદિ સર્વે જળરૂપ છે, અને એ સર્વેનો આધાર સમુદ્ર છે. જો એ જળ ન હોય તો મચ્છ, કચ્છાદિ જોવામાં આવે નહિ, તેથી એ સર્વે જળ છે. એવી રીતે અગ્નિ, વાયુ ઈત્યાદિની અંદર પણ તે તે રૂપ સૃષ્ટિની રચના માયાદેવીએ કરી છે. તેમાં ભૂતપ્રેતાદિ અને દેવલોક રહે છે, જેનું વર્ણન શાસ્ત્રે કરેલું છે, અને તે કોઈ કોઈના જોવામાં પણ આવે છે, એ સર્વે તે તે તત્ત્વરૂપ હોવાથી તે પોતાના તત્ત્વને વિકારી કરી શકતાં નથી. તેવી રીતે આ સર્વે માયાનો વિકાર માયારૂપ હોવાથી તે બ્રહ્મસ્વરૂપને વિકારી કરી શકતો નથી. તેથી સમુદ્ર પ્રમાણે બ્રહ્મસ્વરૂપ સર્વની અંદર બહાર ભરેલું હોવા છતાં તે સદૈવ નિર્મળ, ચૈતન્યરૂપ, એક અને પૂર્ણ છે. હે ભાઈ ! બ્રહ્મ જેવી બીજી વસ્તુ નથી, તેથી તેના સરખું દૃષ્ટાંત આપણને મળી શકતું નથી. આ સમુદ્રનું દૃષ્ટાંત ચંદ્રશાખાન્યાયે જાણી તું તારા સ્વરૂપને જોઈ જાણી નિર્મળરૂપે થા. ॥ ૫૨ ॥

य एवं परिज्ञाय नित्यं यतात्मा सदभ्यासयुक्तो निदिध्यासते च ।
सदोपासते ब्रह्मरूपं सुखेन परानन्दरूपो भवेदाशु भक्तः ॥ ५३ ॥

सं० टी० । नित्यं यतात्मा एवं परिज्ञाय मनोबुद्ध्यादीन् वशीकृत्य सदभ्यासयुक्तो भूत्वा भक्तो निदिध्यासते । तथैव सदा ब्रह्मरूपमुपास्ते । सभक्त आशु सुखेन परमानन्दरूपो भवेत् ॥ ५३ ॥

ગુ. ટી. ગુરુ—હે ભાઈ ! એવી રીતે નિત્ય આત્માના સ્વરૂપને યથાર્થ જાણી તેજ માત્ર સત્યવસ્તુ છે એમ નિશ્ચય કર. જેમ ઘટ, કોઠી ઈત્યાદિની અંદર મૃત્તિકા એજ સત્યવસ્તુ છે, એની અંદર

બીજો જે કાંઈ વિલાસ જોવામાં આવે છે તે નામરૂપ માત્ર વાણીનો વિલાસ છે, તેમ આ જગતમાં જે જે કાંઈ દેખાય છે, તે સર્વે નામરૂપ વાણીનો વિલાસ છે, અને એની અંદર આત્મા માત્ર સત્ય વસ્તુ છે. તે આત્માનો ગુરુ શાસ્ત્રદ્વારા ઉપદેશ થતાં જે બોધ થાય છે તેને આત્મસત્વાનુબોધ કરીને કહે છે. જે મુમુક્ષુ મહાત્માને ગુરુ ઈશ્વરકૃપાવડે એ બોધ હૃદયમાં ઠસે છે, તેને આ જગતમાં આત્મા સિવાય બીજી વસ્તુ નથી એવો નિશ્ચય થાય છે; ત્યાર પછી મનને સંકલ્પ કરવાનો અવકાશ રહેતો નથી. એ પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં મન ધીમે ધીમે શાંત થાય છે, જેમ અગ્નિને કાષ્ટાદિ ન મળતાં તે અગ્નિ આપોઆપ શાંત થાય છે, તેમ આત્મા વ્યતિરિક્ત આ જગતમાં કોઈ વસ્તુ નથી એવો નિશ્ચય થતાં મનને સંકલ્પ કરવાનું સ્થાન ન મળવાથી તે મન આપોઆપ શાંત થાય છે. કદાચ તું કહેશે કે નિદ્રાની અંદર મન સંકલ્પ કરતું નથી, તેથી નિદ્રા એજ સમાધિ છે, માટે અભ્યાસ કરી બીજું નવું શું મેળવવાનું છે કે નિદિધ્યાસ કરીએ ? હે ભાઈ ! સર્વે પ્રકારે જ્ઞાનરહિત થયેલું ગાઢ નિદ્રાનું મન, અજ્ઞાનરૂપ મોહાંધકાર અને સંસારી રાગદ્વેષાદિક અનર્થરૂપ વાસના સહિત લીન થાય છે, તેથી જાગૃત થતાં તે તે પૂર્વવાસનારૂપ કાર્યમાં જોડાઈ સુખદુ:ખ અને હર્ષશોકાદિનો પોકાર કરે છે. તે અશુદ્ધ મન કયાં અને જ્ઞાનાગ્નિવડે અવિદ્યાત્મક સુખ દુ:ખની હોળી કરેલું શાંત મન કયાં ? નિદ્રાનું મન રાગદ્વેષાત્મક હોવાથી બદ્ધ કહેવાય છે અને ઉન્મની અવસ્થાનું મન રાગદ્વેષરહિત હોવાથી મુકત કહેવાય છે; તેથી એ શુદ્ધ મન સ્વતંત્ર છે, એ કારણથી આત્મજ્ઞ મન પૂર્ણ આત્મસ્વરૂપના સ્વતંત્રપણાનો અનુભવ કરે છે. જેમ ઘાસના બીજ યુકત ભૂમિ ઉનાળો આવતાં ઘાસરહિત દેખાય છે ખરી; પરંતુ વરસાદ પડતાં તે ભૂમિ ઘાસમય દેખાય છે, તેમ નિદ્રાનું મન જાગ્રત થતાં પુનઃ પૂર્વવત્ ભટકતું જોવામાં આવે છે. હે વત્સ ! આત્મજ્ઞાનમાં લીન થયેલું મન આત્મવિવેકવડે શુદ્ધ થયેલું હોવાથી તેની અંદર અજ્ઞાનરૂપી બીજ નથી, તેથી ઉન્મની અવસ્થાનું મન

નિદ્રા પ્રમાણે પુનઃ અજ્ઞાનની અંદર લીન થતું નથી; કારણ કે જ્ઞાનીના મનના સંકલ્પવિકલ્પરૂપ મનનપણાનો નાશ થવાથી તે મન, આત્મસ્વરૂપી થાય છે. જેમ જ્ઞાની અજ્ઞાનીના મનની અંદર વિલક્ષણ ભેદ રહેલો છે, તેમ સુષુપ્તિના મનનો અને જ્ઞાનસમાધિના મનનો વિલક્ષણ ભેદ છે. અવિદ્યાવડે જે વિષયગ્રહણનો ગ્રાહ્ય-ગ્રાહકભાવ ઉત્પન્ન થાય છે તે નષ્ટ થતાં મન શુદ્ધસ્વરૂપે થાય છે. તે વખતે તે મન, પરમ શ્રેષ્ઠ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપની સાથે એક-રૂપ થાય છે. ત્યારપછી તે બ્રહ્મસ્વરૂપી મનને કોઈ પ્રકારનો ભય રહેતો નથી; કારણ ભયનું નિમિત્ત દ્વૈત છે, તે દ્વૈતનો નાશ થતાં ભીતિનું કારણ રહેતું નથી. તેમજ બ્રહ્મનું સ્વરૂપ શાંત, નિર્ભય છે, તેથી બ્રહ્મજ્ઞાનીને કોઈ પ્રકારનો ભય રહેતો નથી. એવી રીતે બ્રહ્મજ્ઞાનીનું મન બ્રહ્મરૂપે થતાં તે મન સર્વત્ર બ્રહ્મને જુએ છે, ત્યારપછી એ મનને કોઈ પણ જગાએ જવા-આવવાનુ રહેતું નથી. તે વખતે એ બ્રહ્મજ્ઞાની જન્મશૂન્ય, નિદ્રાશૂન્ય, સ્વપ્નશૂન્ય, અને નામરૂપરહિત છે; પછી તેને કર્મ, ઉપાસના કે ભક્તિ ઈત્યાદિ કંઈજ કરવાનું રહેતું નથી. એનું નામ સંન્યાસ છે. હે ભાઈ ! નિદ્રા એટલે અનાદિ અજ્ઞાન, હૃદયમાંથી નષ્ટ થતાં ત્યાં નિદ્રાદેવી કેવી રીતે પ્રવેશ કરી શકે ? તેથી જ્ઞાનીને નિદ્રા કે સ્વપ્નાવસ્થા નથી. જ્ઞાનીની અંદર મનન કરનારૂં મન નહિ હોવાથી ચિંતાનું કારણ રહેતું નથી. એ જ્ઞાન કેવળ ઉપનિષદ્ સિદ્ધાંતવડે જાણવામાં આવે છે. એ જ્ઞાન ગુરુ ઈશ્વરની કૃપાવડે જેને પ્રાપ્ત થાય છે તેનેજ આ કષ્ટસાધ્ય રાજયોગ પ્રાપ્ત થાય છે, તે સિવાય અન્યને એ રાજયોગ પ્રાપ્ત થતો નથી. એવી રીતે મુમુક્ષુ મહાત્મા શિષ્યે પ્રથમ પોતાના આત્મસ્વરૂપને જાણી તે સ્વરૂપની પ્રાપ્તિ માટે સર્વ ચિંતાને છોડી તૈલધારા પ્રમાણે એક સરખો અખંડ અભ્યાસ કરતાં કરતાં એ સદોપાસનાવડે પોતાના બ્રહ્માનંદની પ્રાપ્તિ કરે છે. હે ભાઈ ! જે ખરેખરો ગુરુભક્ત હશે, તેજ એ ભક્તિવડે ધ્યાન-યોગ પ્રાપ્ત કરી પોતાના સ્વસ્વરૂપે થશે. તેથી તન, મન અને ધનથી શ્રી ગુરુની અનન્યભાવે સેવા કરી શ્રી ગુરુ અને તારા

હૃદયને એક કરતાં તારા હૃદયમાં શ્રી ગુરુમૂર્તિ જોવામાં આવશે, ને તું શ્રી ગુરુના હૃદયમાં જઈને બેસશે. ત્યાર પછી તારાથી શ્રી ગુરુમૂર્તિને છોડી શકાશે નહિ. તું અને શ્રી ગુરુ એક થતાં તે તને એ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ બ્રહ્મદૃષ્ટિએ કરશે. તે ઉપદેશવડે તારા મનનો શકિતપાત થતાં મન પોતાનો સંકલ્પવિકલ્પ છોડી દઢ નિશ્ચયપૂર્વક બતાવેલા માર્ગે અભ્યાસ કરતાં એ પરમાનંદની પ્રાપ્તિ કરી લે છે. જેમ અગ્નિને રૂનો સંપર્ક થતાંની સાથેજ તરત પોતાની ઉપાધિ છોડી તે અગ્નિરૂપ થાય છે; તેમ અધિકારી મહાત્મા શિષ્ય શ્રી ગુરુના પ્રેમાળ ઉપદેશવડે ત્રણ દેહરૂપ ઉપાધિને છોડી બ્રહ્મરૂપ થાય છે, એ તું નિશ્ચયપૂર્વક જાણ. ॥ ૫૩ ॥

**परमात्मास्ति यतस्त्वं मुक्तो देहाभिमानकेनास्ति ।**
**यत्र मनः परिधावति तत्र समाधिं च तत्त्वतः पश्य ॥ ५४ ॥**

**सं० टी० । यतस्त्वं परमात्मास्यतएव देहाभिमानकेन मुक्तोऽसि । अतो यत्र मनः परिधावति तत्र च त्वं तत्त्वतः समाधिं पश्य ॥ ५४ ॥**

**ગુ. ટી.** ગુરુ—હે ભાઈ ! ઉપર બતાવ્યા પ્રમાણે અખંડ ધ્યાનરૂપ અભ્યાસ કરતાં તું પરમાત્મા હોવાથી તે રૂપે થશે. તે વારે તારૂં દેહાભિમાન નષ્ટ થતાં તું તે અભિમાનથી મુકત થશે, ત્યાર પછી તને કોઈજ વિષયવાસના બંધન કરી શકશે નહિ; કારણ કે મનને કંઈજ ઈચ્છા ન હોય ત્યાં દેહાભિમાન કેવી રીતે ટકી શકે ? તેથી હું પરમાત્મા છું એવો અભ્યાસ કરતાં મન આત્મસ્વરૂપમાં લીન થઈ તે સ્વરૂપે થશે. ત્યાર પછી તારૂં મન જે જે જગ્યાએ જશે, ત્યાં ત્યાં તને તારૂં સ્વરૂપ જોવામાં આવશે, તેથી તું એ અભ્યાસ વખતે મન જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં પોતાના તત્ત્વનો વિચાર કરી તે સમાધિતત્ત્વને જો. એનાવડે તું દેહાભિમાનથી અનાયાસે મુકત થશે. હે ભાઈ! દઢનિશ્ચયપૂર્વક ધૈર્યને ધારણ કરી ઉદ્યોગ કરનાર કુશાગ્ર બિંદુવડે સમુદ્રને ખાલી કરે છે, એ પંચદશીકારનું દૃષ્ટાંત શ્રવણ કર. એક ટીટુડીએ સમુદ્ર કિનારે ઈંડાં મૂકતાં,

તે ઇંડાં સમુદ્ર ભરતી અંદર લઈ ગયો. તે જોઈ તે ટીટુડીએ પોતાની પક્ષી જાતિને ભેળી કરી કહ્યું, આ સમુદ્ર ઉન્મત્ત થઈ આજ મારાં ઇંડાં લઈ ગયો, તેમ કાલે તમારાં ઇંડાં પણ લઈ જશે, માટે એને શિક્ષા કરવી જોઈએ. તે સાંભળી સર્વે પક્ષી બોલ્યાં, ચાલો આપણે એ સમુદ્રને ખાલી કરી નાંખીએ, એમ કહી સવે પક્ષીઓએ પોતાની ચાંચની અંદર પાણી લઈ બહાર નાખવા માંડયું. એવી રીતે દીર્ઘકાળ પર્યંત પ્રયત્ન કરતાં ત્યાં નારદજીની સ્વારી આવી, તેમણે પક્ષીઓનો ઉદ્યોગ જોઈ તેમને પૂછયું કે તમે એ શું કરો છો? પક્ષીઓએ પોતાનું વૃત્તાંત નારદજીને કહ્યું; તે શ્રવણ કરી નારદજી બોલ્યા, તમે જે કરો છો તે ઠીક છે; પરંતુ મારા કહેવા પ્રમાણે તમે એક ઠરાવ કરો, કે જે કોઈ પક્ષી આજથી આ કાર્યમાં આવે નહિ તેને તમારે તમારી પંક્તિ બહાર મૂકવો. એ વાત સર્વે પક્ષીઓને પસંદ પડવાથી તેમણે તેવો ઠરાવ કર્યો. આવો ઠરાવ છતાં ગરૂડ પક્ષીએ પોતાના અભિમાનને લીધે એ કાર્યમાં ભાગ લીધો નહિ. તે પ્રસંગે નારદજીનું વૈકુંઠલોકમાં જવું થતાં તેમણે વિષ્ણુ ભગવાનને કહ્યું કે આ તમારો ગરૂડ પંક્તિ બહાર હોવાથી અપવિત્ર છે, માટે જ્યાં સુધી એને પોતાની પક્ષીજાતિ પાવન કરે નહિ ત્યાં સુધી તમારે પણ એને દૂર કરવો જોઈએ; કારણ પોતાની જાતિ કરતાં કોઈજ મોટું નથી. તે સાંભળી વિષ્ણુ ભગવાને ગરૂડને દૂર કરતાં તે ગરૂડે, પાવન થવા માટે સવે પક્ષીની સમીપ આવી પોતાના અપરાધની ક્ષમા માગી. પછી પક્ષીઓએ કહ્યું કે તું અમારા બધા કરતાં અતિ બળવાન દેખાય છે, તેથી તારે આ સમુદ્રને ખાલી કરી આ ટીટુડીનાં ઇંડાં અપાવવાં જોઈએ, તે સિવાય તને પંક્તિની અંદર લેવામાં આવશે નહિ. ગરૂડ સાક્ષાત્ વાયુરૂપ હોવાથી તેણે તે વચનને માન્ય કરી સમુદ્રનું શોષણ કરવા માંડયું, તે જોઈ સમુદ્રે ગરૂડની પ્રાર્થના કરી. ગરૂડે પક્ષીઓના ઉદ્યોગની વાત કહી, તે સાંભળી સમુદ્રે ટીટુડીનાં ઇંડાં લાવી આપ્યાં, અને પક્ષીઓને પોતાની વિચરવાની મર્યાદા બાંધી આપી. તે દિવસથી સમુદ્ર કિનારે મર્યાદા નામની વેલ જોવામાં આવે છે. તે વેલનું

ઉલ્લંઘન કરી સમુદ્રનું જળ આગળ વધતું નથી, અને તે વેલને સર્વે સમુદ્રની મર્યાદા કરીને કહે છે. એવી રીતે ધૈર્ય ધારણ કરી ગુરુ ઉપદિષ્ટ માર્ગે અભ્યાસ કરનારના ઉપર હૃદયમાં રહેલા ગુરુ ઈશ્વરનો અનુગ્રહ થતાં તેમની કૃપાવડે તે પોતાના મનને જીતી આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરે છે; માટે સર્વ સંકટને સહન કરી મનને ઉદ્વિગ્ન નાહે કરતાં શાસ્ત્રપદ્ધતિના નિયમે તું એ બતાવેલો અભ્યાસ કર. તેના યોગે તને મોક્ષરૂપ શાંતિની પ્રાપ્તિ થશે. હે ભાઈ! મનોનિગ્રહ કર્યા સિવાય કોઇને શાંતિનો લાભ મળતો નથી, અને શાંતિસુખ ન હોય તો મોક્ષ કેવી રીતે પ્રકટ થાય? વળી તું એ અભ્યાસ માટે ભ્રમરકીટ ન્યાયને શ્રવણ કર. ભ્રમરી બીજી જાતના કીડાને પકડી લાવી તેને મૃત્તિકાના બનાવેલા ઘરમાં મૂકી એકવાર જોરથી ડંખ મારે છે, તે ડંખની પીડાના ભયથી તે કીડો એકસરખું તે ભ્રમરીનું ધ્યાન કરે છે. તે ધ્યાનમાં કમીપણું આવતાં ફરી તે ભ્રમરી કીડા પાસે આવીને બેસતાં, તેને જોઈ કીડો ગભરાઈ ભ્રમરીનું ધ્યાન કરે છે. એવી રીતે સતત ધ્યાન કરતાં કરતાં તે ધ્યાનવડે તે કીડાને પાંખો ફુટી તે ભ્રમરીરૂપ થાય છે. જ્યારે અન્ય જાતિનો કીડો ધ્યાનવડે ભ્રમર થાય છે; ત્યારે આપણો આત્મા જે પરમાત્મારૂપ છે તે ગુરુ ઉપદિષ્ટ માર્ગે ધ્યાન કરતાં પોતાના સ્વરૂપે થાય એમાં આશ્ચર્ય શું? માટે હે ભાઈ! તારૂં મન જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં એ જ્ઞાનસમાધિવડે તું તારા સ્વરૂપને જો, અને તેની અંદર તારા મનને નિમગ્ન કર. ॥ ૫૪ ॥

**अखण्डं मनो निर्विकल्पं विधाय स्वयं केवलं वै परानन्दमूर्तिः ।**
**निमज्ज्यान्तरानन्दसिन्धोस्तरङ्गे वसेत्स्वात्मरूपं विचिन्वन्हृदब्जे ॥५५॥**

**सं० टी० । मन अखण्डं निर्विकल्पं विधाय स्वयं केवलं वै परानन्दमूर्तिः स्वानन्दसिन्धोरन्तरा निमज्ज्य तरङ्गे हृदब्जे स्वात्मरूपं विचिन्वन्वसेत् ॥ ५५ ॥**

**ગુ. ટી.** ગુરુ—હે શિષ્ય! એવી રીતે અખંડ અભ્યાસ કરી મનને કલ્પના રહિત કરતાં સ્વયં તુંજ કેવળ પરમાનંદ મૂર્તિરૂપ

થશે. તારા હૃદયની અંદર જે આત્માનંદરૂપ સમુદ્ર રહેલો છે, તેમાં મનાદિને ડુબકી મરાવી તે આનંદસમુદ્રની લહરીનું આનંદરૂપે ચિંત્વન કર. એ ચિંત્વન એકસરખું કરતાં તારા હૃદયમાં સ્વાત્મસ્વરૂપ પ્રકટ થશે. ત્યાર પછી તને તારા સ્વરૂપ સિવાય અન્ય કાંઈજ જોવામાં આવશે નહિ. આ પ્રમાણે તને તારા પરમાનંદરૂપ મૂર્તિનો અનુભવ આવતાં તે રૂપ હુંજ છું એવો નિશ્ચય થશે. એ અભ્યાસ વખતે મનને વિષયકામનામાં અથવા ભોગમાં વિક્ષિપ્ત થવા દેવું નહિ. જો મન વિષયમાં વિક્ષિપ્ત થાય તો તેને તેમાંથી ખેંચી બહાર કાઢવું, અને જો તે સુષુપ્તિના સુખનું સેવન કરવા જાય તો ત્યાંથી ખેંચી જાગ્રત કરવું. હે ભાઈ! જેવી રીતે વિષયકામના અનર્થકારી છે તેવી રીતે નિદ્રા, તંદ્રા પણ અનર્થ કરવાવાળી છે; કારણ કે એ નિદ્રામાં વાસનાનું બીજ જીવંત રહે છે, તેથી એ નિદ્રા, તંદ્રાદિ લયથી મનને મુક્ત કરવું જોઈએ. તું કહેશે કે એ મનને કેવી રીતે સમજાવી બહાર કાઢવું, તેને માટે શ્રવણ કર. હે ભાઈ! આ જે કાંઈ દ્વૈત જોવા જાણવામાં આવે છે તે કેવળ અવિદ્યાનો બજાર છે. એ સર્વ માયાનો પસારો દુઃખરૂપ છે; એવી રીતે મનને સમજાવી તેનાથી નિવૃત્ત કરવું ત્યાર, પછી તને દ્વૈત દર્શન થશે નહિ. એ પ્રમાણે સુષુપ્તિમાં જનારા મનને આત્મજ્ઞાનના વિવેકવડે જાગ્રત કરી અભ્યાસ કરવો. એને માટે વૈરાગ્ય સિદ્ધ થતાં સુધી શ્રી સદ્-ગુરુના મુખથી વેદાંત શ્રવણ કરવું જોઈએ. એનાથી વૈરાગ્ય અને જ્ઞાન સિદ્ધ થાય છે, અને મન વિષયવાસના, તંદ્રા, તથા નિદ્રામાં જતું અટકે છે, એવી રીતે અભ્યાસ કરવા છતાં આપણું મન સમાધાન ન પામે તો જાણવું કે હૃદયમાં વાસનાનું બીજ રહેલું છે. કદાચ અભ્યાસ કરતાં મન વાસનાની અંદર ન દોડે; પરંતુ કોઈ વખત તેનો વેગ જોવામાં આવે તો સમજવું કે હજી હૃદયની અંદર વાસના બીજ કાયમ છે. એ બીજને જ્ઞાનાગ્નિવડે એવી રીતે બાળવું જોઈએ કે પુનઃ હૃદયમાં ઉત્પન્ન થાય નહિ. એવી રીતે અભ્યાસ કરી પોતાની સામ્યાવસ્થા પ્રાપ્ત કરવી જોઈએ. મનને એ સામ્યાવસ્થા પ્રાપ્ત થાય ત્યારે સમજવું કે એ મને બ્રહ્મસ્વરૂપ

તરફ પોતાનું મુખ ફેરવ્યું છે. ત્યાર પછી એ મનને વિષયનું સુખ જોવા દેવું નહિ, એવી રીતે પુરુષાર્થ કરવો જોઈએ. સમાધિ સિદ્ધ કરનાર મુમુક્ષુએ અભ્યાસના સુખનો સ્વાદ લેવો નહિ, કારણ કે સુખસ્વાદ જાણવો એ પણ મનનો ધર્મ કહેવાય છે. એ અભ્યાસ કરનારે સ ર્વ નિઃસ્પૃહ, નિઃસંગ અને નિર્લેપ રહેવું જોઈએ. જે કાંઈ આત્મ બાહ્યસુખ છે તે માયાનિમિત, કલ્પિત અને મિથ્યા છે, એવો પ્રથમ નિશ્ચય કરવો જોઈએ. એવી રીતના નિયમે મનને જ્ઞાનની સત્તારૂપ કરવું જોઈએ. એ દીર્ઘ પ્રયત્નવડે સિદ્ધ થયેલું ચિત્ત નિદ્રામાં લીન થાય નહિ, જાગ્રત સ્વપ્નમાં વિષય ગ્રહણ કરે નહિ, કોઇ પણ કલ્પિત વિષયનો સ્વીકાર અથવા પ્રકાશ કરે નહિ, અને નિવાતદીપવત્ નિશ્ચળ રહે ત્યારે જાણવું કે મન બ્રહ્મસ્વરૂપમાં લીન થયું છે. હે ભાઈ! એજ મુખ્ય પુરૂષાર્થ છે એમ તું જાણ. ॥ ૫૫ ॥

औपाधिकं मायिकं तच्च मिथ्या न भेदोऽस्ति जीवे तथा चेश्वरे च।
अहं त्वं विवादोऽस्ति भेदस्य मूलं यतो वस्तुतो द्वैतभावोहि मुख्यः॥५६॥

सं० टी० । यदौपाधिकं तच्च मायिकं मिथ्याऽस्ति। तथा जीव ईश्वरे च भेदो नास्ति । ह्यहं त्वमिति विवादो भेदस्य मूलमस्ति वस्तुतोऽद्वैतभावो मुख्योऽस्ति ॥ ५६ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, પંચપ્રાણ, પંચજ્ઞાનેંદ્રિય, પંચકર્મેન્દ્રિય, અને ત્રણ દેહની ઉપાધિવડે જે જે વસ્તુ જાણવામાં, જોવામાં કે સાંભળવામાં આવે છે, તે તે વસ્તુ તું ઉપાધિયુક્ત જાણ; કારણ કે તે વસ્તુ માયિક ઉપાધિયુકત હોવાથી મિથ્યા છે. જેમ ગારૂડીએ માયાવડે ઉત્પન્ન કરેલો હાથી ચાલતો, દોડતો અને કામ કરતો હોય એમ દેખાય છે, અથવા આંબાના ગોટલાને રોપી તેને પત્ર, પુષ્પ, ફળયુકત બતાવે છે, અને તેને જોતાં જોતાંમાં નષ્ટ કરે છે. એને સર્વે ગારૂડીની માયાના ખેલ કહે છે; કારણ કે હાથી અથવા આંબો ઉત્પન્ન થયો, અને તેનો નાશ થયો એ બોલવું કેવળ મિથ્યા છે; તેમ વ્યાવહારિક જે જે વસ્તુ ગુણધર્મવાન જોવામાં આવે છે તે સર્વે મિથ્યા છે,

હે વત્સ ! જેમ સત્ય વસ્તુનો ઉત્પત્તિ વિનાશ નથી, તેમ અસત્ વસ્તુનો પણ ઉત્પત્તિ વિનાશ નથી. જે કાંઇ ઉત્પત્તિ વિનાશ દેખાય છે તે કેવળ મિથ્યા ભ્રમ છે. તે પ્રમાણે જીવ અને ઈશ્વરમાં ભેદ નહિ છતાં અનેક જીવ જેવું જે કાંઇ આપણા જોવામાં આવે છે, તેનું કારણ પણ ભ્રમ છે. હે ભાઈ ! ભ્રાન્તિગત વસ્તુને સત્ય અથવા અસત્ય કહી શકાતી નથી; કારણ મૂળે ભ્રમનુંજ સત્યપણું નથી, તે જગાએ સત્ય, અસત્ય વિશેષણ કેવી રીતે આપી શકાય ? સત્ય વસ્તુમાં પરમાર્થ રીતે જોતાં કાળપ્રદર્શક નિત્યતા, અનિત્યતા કોઈ જગ્યાએ જોવામાં આવતી નથી; કારણ કે આત્મતત્ત્વ વાણીથી પર રહેલું છે, ત્યાં અનુમાન અથવા શબ્દની ગતિ જઈ શકતી નથી; કેમકે આત્માજ વાણીને વર્ણન કરવાની શકિત આપવાવાળો હોવાથી તે વાણી આત્માને કેવી રીતે જાણી શકે ? તે પ્રમાણે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારાદિ કોઈજ આત્માને જાણવા શકિતમાન થતું નથી, તેથી આત્મા અમુક પ્રકારનો છે એવું વર્ણન કોઈથીજ થઇ શકતું નથી. હે ભાઈ ! જ્યાં કોઇનીજ શકિત ચાલી શકે નહિ, ત્યાં તેનું વર્ણન કોણ કેવી રીતે કરી શકે ? ભ્રાન્તિવાન માણસ જે કાંઇ બોલે છે તેને જેમ ખરૂં કે ખોટું કહી શકાતું નથી, તેવી આ જગવ્યવહારની સ્થિતિ છે. તેથી આત્મવસ્તુ પરમાર્થતઃ એક હોવાથી તેમાં જીવભેદ નથી એવું શ્રુતિ કહે છે. તેનું નિરાકરણ અનુમાન અને વાણી કેવી રીતે કરી શકે ? એ કારણથી માયા અને બ્રહ્મની અંદર વાણી અને અનુમાન ચાલી શકતું નથી. હે ભાઈ ! વ્યવહારની અંદર નિત્યાનિત્ય વસ્તુ છે, કાર્યકારણભાવ છે, ભૂતભવિષ્યાદિ કાળ છે, ભૂભુર્વાદિ લોક છે, જીવનું સત્યપણું છે, અને ઈશ્વર તથા જીવ એક થઈ શકતા નથી એવી રીતે માની સર્વે વ્યવહાર કરે છે, અને તેને સત્ય કરીને કહે છે; પરંતુ એનો પરમાર્થ રીતે વિચાર કરતાં મૂળ કારણનું કારણ કોણ ? કાળની પૂર્વે કાળ હતો કે નહિ ? આકાશનીપર કાંઈ છે કે નહિ ? એનો વિચાર કરતાં આવડતો નથી ત્યારે આત્માની અંદર આપણો વિચાર કેવી રીતે ચાલી શકે ? તેથી તું આત્માની અંદર શ્રુતિ

પ્રમાણ લઈ તારા ભેદભાવનું નિવારણ કર, તેનાવડે તારી બ્રાન્તિ જતાં તને જીવ ઈશ્વરનું એક સ્વરૂપ દેખાશે. એને માટે શ્રી ગૌડપાદાચાર્ય ભગવાને પોતાની કારિકામાં આત્મા અને જીવના યથાર્થ સ્વરૂપનું વિવેચન કરીને છેવટે સિદ્ધ કરી બતાવ્યું છે કે:—

नाऽकाशस्य घटाकाशो विकारावयवौ यथा ।
नैवाऽऽत्मनः सदा जीवो विकारावयवौ तथा ॥

અર્થ:—હે શિષ્ય ! ઘટાકાશ મહાકાશનો વિકાર નથી, તેમ અવયવ પણ નથી, એટલે જેમ દહિં દૂધનો વિકાર કહેવાય છે, તેમ જીવ આત્માનો વિકાર નથી; અને જેમ શાખા, પલ્લવાદિ વૃક્ષના અવયવ કહેવાય છે, તેમ જીવ આત્માનો અવયવ નથી. પરમાર્થતઃ આત્મા અજ એક વસ્તુ છે, તેનાથી અન્ય વસ્તુના અભાવે આત્મવસ્તુમાં વિકાર આવી શકતો નથી, તેથી જીવ આત્માનો વિકાર નથી એ સિદ્ધ થાય છે. વળી આત્મા અંદર, બહાર એકરસ હોવાથી તેમાં અવયવપણું આવી શકતું નથી, તેથી જીવ આત્માનો અવયવ છે એમ બોલવું એ મિથ્યા છે. જેમ પરિચ્છિન્ન ઘટાકાશનું રૂપ, કાર્ય, અને નામ જુદું જુદું જોવામાં આવે છે, તેનાથી આકાશમાં ભેદ આવતો નથી, તેમ દેહાદિ ઉપાધિવડે આત્મા અને જીવમાં ભેદ આવતો નથી. સારાંશ—જેમ ઘટાકાશ મહાકાશ છે, તેમ જીવ સ્વતઃ બ્રહ્મ છે. આ જગતમાં જે ભેદભાવ જોવામાં આવે છે તેનું કારણ હું, તું, તે અથવા મારૂં, તારૂં અને તેનું એ ત્રિપુટી છે. એનેજ તું વિવાદનું કારણ જાણ. વસ્તુતઃ આત્મસ્વરૂપ અદ્વૈત છે, અને એ અદ્વૈતભાવ એજ મુખ્ય સિદ્ધાંત છે. ।। ૫૬ ।।

**बन्धोऽपि मिथ्यास्ति तथैवमोक्षो विद्यापि मिथ्या निखिलाप्यविद्या ।**
**न सन्ति चान्तःकरणेन युक्ताः सत्त्वानुरूपाः खलु देहिनां वै ॥५७॥**

**सं० टी० । हे शिष्य परानन्दप्राप्तौ सत्यां बन्धोऽपि मिथ्या । तथैव मोक्षो मिथ्यास्ति । मोक्षकारणं विद्यापि मिथ्यास्ति । बन्ध-**

कारणं निखिलाप्यविद्या मिथ्यास्ति । बन्धमोक्षाविद्याविद्या एते सर्वे देहिनां वैअन्तःकरणेन युक्ता अत एव न सन्ति । किन्तु सत्त्वानुरूपः खलु ॥ ५७ ॥

गु. टी. ગુરુ—હે ભાઈ! જે વખતે મુમુક્ષુ અધિકારી મહાત્મા શિષ્ય, શાસ્ત્રપદ્ધતિના નિયમે ગુરુઉપદિષ્ટ માર્ગે અભ્યાસ કરી પોતાના મનને જીતી બ્રહ્મસ્વરૂપે થાય છે, ત્યારે તેને બંધ અને મોક્ષ એ બંને શબ્દો મિથ્યા જોવામાં આવે છે; એટલુંજ નહિ પણ તે અધિકારીને તમામ વિદ્યા અને અવિદ્યા પણ મિથ્યા દેખાય છે. એ બંધ, મોક્ષ, વિદ્યા અને અવિદ્યા સર્વે દેહધારી મનુષ્યના શરીરમાં સત્ત્વાદિ ગુણાનુસાર રહેલી હોવાથી તે અંતઃકરણ-નો ધર્મ કહેવાય છે, અને તે માયાનું કાર્ય હોવાથી મિથ્યા છે એમ જાણ. બ્રહ્મસ્વરૂપમાં એમાંની એક પણ વસ્તુ નથી. અજ્ઞાની જીવ મહાકાશ સરખી નિર્લેપ વસ્તુ જે બ્રહ્મ અથવા આત્મા; તેને, તે ઉત્પન્ન થાય છે, જીવ મારૂં સ્વરૂપ છે, તેથી હું બ્રહ્મ નથી, પરંતુ અલ્પજ્ઞ જીવ હોવાથી મારે ઉપાસનાનો આશ્રય લઈ મોક્ષ મેળવવો જોઈએ, ઉત્પત્તિની પૂર્વે હું બ્રહ્મ હતો, અને અત્યારે જીવરૂપ ઉત્પન્ન થયો, તેથી હું દીન પરતંત્ર છું, અને તેથી મારી પાછળ જન્મમરણ એક સરખું લાગેલું છે, એ પ્રમાણે દેહાદિ ઉપાધિનો સંબંધ કરીને બોલે છે, અને વળી કહે છે કે જીવાત્મા એ પરમાત્માથી ઉત્પન્ન થતાં તેની અંદર બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, કામ, ક્રોધ, લોભ, મોહ અને અજ્ઞાનાદિ પ્રવેશ કરતાં આત્મા-ના અનેક ભેદ થયા, તેથી આત્મા અનેક છે, અને તેની અંદર ઈચ્છાદિ ગુણ હોવાથી હું, તું, તે વ્યવહાર ચાલે છે. એવી રીતે હોવાથી જીવ અને શીવમાં મોટો ભેદ છે. જીવ મલિન, કલેશવાન, અને કર્મફળથી લિપ્ત છે, તેથી હું દુઃખી છું. એ દુઃખથી મુક્ત થવાને મારે કર્મ ઉપાસના કરવી જોઈએ. આ સ્ત્રી, પુત્ર, ઘર, ધનાદિ મારાં સુખનાં સાધન છે. જો એ ન હોય તો હું મોટી આપત્તિમાં આવી પડું, તેથી મારે તેમનું સંરક્ષણ કરવું જોઈએ.

એવી રીતે તે અજ્ઞાની, દેહને આત્મા માની નિર્લેપ આત્માની અંદર નાના પ્રકારની કલ્પના કરે છે, અને બંધરહિત આત્માની અંદર બંધ માની આ સંસાર–સમુદ્રના પ્રવાહમાં પતન થઈ પોતે આપોઆપ વિના પ્રયાસે બંધાય છે. તેથી એ બંધ મિથ્યા છે. સત્ય રીતે વિચાર કરી જોતાં જીવાત્મામાં મૂળેજ બંધ નથી, તેને માટે તું શ્રવણ કર. જેવી રીતે મહાકાશની અંદર ઘટાકાશ ઉત્પન્ન થયા સરખું દેખાય છે, તેવી રીતે પરમાત્માની અંદર ક્ષેત્રજ્ઞ જીવ ઉત્પન્ન થયા સરખો દેખાય છે. જેમ ઘટ ઉપાધિ છતાં અથવા ઘટ ફુટતાં ઘટાકાશ મહાકાશરૂપજ છે, તેમ જીવને ક્ષેત્ર નામ શરીરાદિ ઉપાધિ છતાં અથવા શરીર નાશ થતાં તે પરમાત્મારૂપજ છે, તેથી ઉપાધિના યોગે આકાશમાં અથવા આત્માના સ્વરૂપમાં ભેદ આવતો નથી; છતાં ભેદ જોવામાં આવે છે તેનું કારણ અજ્ઞાન છે. શ્રુતિએ આત્માની અંદર જે ભેદ કલ્પના કરી છે, તે કેવળ અજ્ઞાનીને આત્મસ્વરૂપની સમજ પાડવા માટે છે, એનાવડે આત્મામાં કાંઈ ભેદ આવ્યો કહેવાય નહિ. જેમ ઘટાકાશની ઉત્પત્તિ યથાર્થ નથી, તેમ જીવાત્માની ઉત્પત્તિ યથાર્થ નથી. જેમ મહાકાશ અને ઘટાકાશ એક છે, તેમ જીવાત્મા અને પરમાત્મા એક છે. જેમ આકાશમાંથી ઘટાકાશાદિ ઉત્પન્ન થાય છે, તેમ આત્મામાંથી પૃથ્વી આદિ ભૂત સમુદાય અને મનાદિ કાર્યકારણસમુદાય ઉત્પન્ન થાય છે. તું કહેશે કે કેવી રીતે ? રજ્જુસર્પભ્રાન્તિરૂપે આધ્યાત્મિક અને આધિભૌતિક સંઘાત આત્માના અધિષ્ઠાન ઉપર જોવામાં આવે છે, તેથી એ માયિક સંઘાત અને આત્માનો મૂળેજ સંબંધ નથી. જન્મ, મરણ, બંધ, મોક્ષાદિ જે જે ધર્મ આત્માપર ભાસે છે, તેનું કારણ દેહબુદ્ધિ છે, એ દેહબુદ્ધિનો ભ્રમ નષ્ટ થતાં આત્માની અંદર બંધમોક્ષ જોવામાં આવતા નથી, એ કારણથી આત્મામાં બંધમોક્ષ નથી. જેમ કલ્પિત વસ્તુનું સત્યત્વ નથી, તેમ આત્મામાં એ કલ્પિત બંધ મોક્ષ નથી. હવે તું વિદ્યા–અવિદ્યા માટે શ્રવણ કર, અવિદ્યા એટલે જ્ઞાનરહિત કર્મ, અને વિદ્યા એટલે તે તે દેવતાના સ્વરૂપ જ્ઞાનસહિત કર્મ કરવું તે, એને માટે ઈશાવાસ્યઉપનિષદે જે કહ્યું છે, તે આ

જગાએ કહેવામાં આવે છે. જે લોક સંભૂતિની ઉપાસના કરે છે, તે અંધતમ નામના લોકની પ્રાપ્તિ કરે છે. સંભૂતિ એટલે હિરણ્યગર્ભનામે ઐશ્વર્યવંત દેવતા, જેમને આપણે સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, વરૂણ, કુબેરાદિ દેવતાઓ કહીએ છીએ, તે સર્વેની ઉત્પત્તિ હોવાથી તેમનો છેવટે નાશ થાય છે, તેથી તેમની ઉપાસના કરનારનો વિનાશ કેમ નહિ થાય ? તે નિયમે અસંભૂતિ એટલે અજ્ઞાન અથવા માયા અથવા સાંખ્યવાદી જેને પ્રધાન કહે છે તે, અથવા ન્યાયવાદી જેને પરમાણુ કહે છે. તેમની ઉપાસના કરનાર વધારે અંધકારની અંદર જાય છે. સારાંશ—સૂર્યાદિ દેવતાની ઉપાસના કરનારને તે તે દેવતાના સુખનો અનુભવ મળે છે, તેથી તે સુખના વૈભવમાં પડતાં તેનાથી આત્મપ્રાપ્તિ થઈ શકતી નથી, તેવી રીતે અસંભૂતિરૂપ માયાની ઉપાસના કરનારને સંભૂતિની ઉપાસના કરતાં અત્યંત વધારે સુખ વૈભવ મળે છે, તેનો ઉપભોગ લેતાં તેનાથી આત્માની બાજુ જોઈ શકાતી નથી. તેથી એ બંને પુણ્યકર્મ કરનાર પોતાના પુણ્યનો નાશ થતાં પુનઃ પુનઃ જન્મમરણરૂપ ભવચક્રમાં પડે છે. હવે જે ઉપાસક પોતાના ઉપાસ્ય દેવતાના જ્ઞાનરહિત કર્મ કરે છે, તેને અવિદ્યા કહે છે. તે દેવતાના જ્ઞાન રહિત કર્મ કરનાર તે કર્મવડે મૃત્યુને તરી જાય છે, એટલે તે કર્મ :કરનારને અધોગતિ એટલે નરક પ્રાપ્ત થતું નથી, એનું નામ મૃત્યુ તરી જવું કહેવાય છે. હવે જે કર્મ કરનાર દેવતાના જ્ઞાન સહિત કર્મોપાસના કરે છે, એટલે તે દેવતાની પ્રાપ્તિ માટે તીવ્ર ઇચ્છા કરી હું તે રૂપ છું, એટલે મારો આત્મા તે દેવતારૂપ છે એવો ગુરુ ઉપદિષ્ટ માર્ગે નિશ્ચય કરી જ્ઞાનપૂર્વક કર્મ કરે છે, તે કર્મ કરનાર મૃત્યુ પછી તે દેવતાના લોકમાં જઈ તે દેવતાના સમાન વૈભવસુખને ભોગવે છે એનું નામ અમૃતપ્રાપ્તિ કહેવાય છે. એ અમૃત સાપેક્ષિક છે. સારાંશ—અવિદ્યા એટલે જ્ઞાન રહિત શાસ્ત્રોક્ત કર્મ કરનાર નરકમાં જતા નથી. એવી રીતે તે નર્ક નામક મૃત્યુ તરી જાય છે, અને દેવતાના જ્ઞાનની સહાયતા લઇ કર્મ કરનાર તે જ્ઞાની અમૃત એટલે તે ઉપાસ્ય દેવતાના લોક એટલે સ્વર્ગાદિ લોકમાં જાય છે. એવી રીતે સંભૂતિ,

અસંભૂતિ વિદ્યા અને અવિદ્યાની ઉપાસનાનું ફળ શ્રુતિમાં કહ્યું છે. તે પ્રમાણે અંતઃકરણમાં ત્રિગુણાત્મક વાસના રહિત મનુષ્ય કર્મ કરે છે તેને તે તે ગુણરૂપ યોનિ પ્રાપ્ત થાય છે. આ લોકના સુખની ઈચ્છા છોડી જે કોઈ શાસ્ત્ર વિહિત પાપરહિત સત્ત્વગુણી કર્મ કરે છે તેને દેવયોનિ પ્રાપ્ત થાય છે. પાપપુણ્ય મિશ્રિત કર્મ કરનાર મનુષ્ય થાય છે. કેવળ રજોગુણી કર્મ કરે છે તે મનુષ્યને પશુ પક્ષ્યાદિનો જન્મ મળે છે, અને તમોગુણી કર્મ કરનાર વૃક્ષાદિ થાય છે. ઉપર કહ્યા પ્રમાણે બંધ, મોક્ષ, વિદ્યા, અવિદ્યા અને સત્ત્વાદિ ગુણાનુસાર કર્મફળનો આત્માને સંબંધ નહિ હોવાથી બ્રહ્મજ્ઞાનીને એના પાપપુણ્યનો સંબંધ લાગતો નથી. એવી રીતે આત્માની અંદર માયારૂપ ભ્રાન્તિબજાર હોવાથી એ સર્વ મિથ્યા છે, અને આત્મસ્વરૂપ શુદ્ધ છે. ॥ ૫૭ ॥

**यथाऽविद्यया बन्धनं प्राप्यते च ययाविद्यया साक्षिरूपस्त्वमेव ।**
**उभाभ्यां विमुक्तं हि सत्त्वं विशुद्धं तवैव स्वरूपं सखे चिन्तयाशु ॥५८॥**

**सं० टी० । ययाऽविद्यया बन्धनं प्राप्यते, ययाविद्यया त्वमेव साक्षिरूपेणुभाभ्यामविद्या विद्याभ्यां विमुक्तं विशुद्धं सत्त्वं तवैव स्वरूपमस्ति । हे सखे त्वं तत्स्वरूपमाशु चिन्तय ॥ ५८ ॥**

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! જે વિદ્યાવડે બંધનરૂપ જન્મમરણના ફેરામાં પડવું પડે છે તેને તું અવિદ્યા જાણ. પછી તે વિદ્યા સ્વર્ગ પ્રાપ્તિ કરાવવાવાળી હોય અગર નરક પ્રાપ્તિ કરાવવાવાળી હોય; પરંતુ તે સર્વે અવિદ્યાજ કહેવાય છે. હે ભાઈ! દેહાભિમાનયુક્ત શાસ્ત્રપદ્ધતિએ વેદવિહિત કર્મ કરવાથી સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે. અને દેહાભિમાનયુક્ત શાસ્ત્રપદ્ધતિ છોડીને વેદ વિરૂદ્ધ કર્મ કરવાથી નરકની પ્રાપ્તિ થાય છે. એ સ્વર્ગ નરકાત્મક પુણ્યપાપાત્મક કર્મરૂપ બેડી તે તે ઉપાસકને સોના અને લોઢાની બેડી પ્રમાણે શોભા આપે છે. જેમ એક સાધારણ મનુષ્યે રાજ્યના નિયમ વિરૂદ્ધ કર્મ કરવાથી તેને લોખંડની બેડી પહેરાવે છે, અને રાજા સમાન બીજા રાજાએ વિરૂદ્ધ કરવાથી, તે જ્યારે પકડાય ત્યારે તેને સોનાની

શૃંખલા પહેરાવે છે, એની અંદર ફેર માત્ર એકના હાથમાં સોનાની, અને બીજાના હાથમાં લોઢાની બેડીનો છે; પરંતુ એ બંને કેદી કહેવાય છે; તેમ પોતાના આત્મસ્વરૂપની ઉપાસના છોડીને જે કર્મ કરે છે, તે સર્વે કેદી કહેવાય છે, પછી તે પુણ્યાત્મક કર્મ કરનાર હોય અગર પાપાત્મક કર્મ કરનાર હોય. પુણ્યાત્મક કર્મ કરનારના પગમાં સ્વર્ગરૂપ સોનાની બેડી છે, અને પાપાત્મક કર્મ કરનારના પગમાં નરકરૂપ લોખંડની બેડી છે. એવી રીતે બંને કેદી કહેવાય છે. જેમ રાજા એકને સખ્ત મજુરીની શિક્ષા કરે છે, અને એકને આસાનકેદની શિક્ષા કરે છે, તેવી રીતે સ્વર્ગ નરકને માટે સમજવું; કારણ એ બંનેને આત્મજ્ઞાન નહિ હોવાથી તે આત્મહત્યારા કહેવાય છે. હે ભાઈ! આત્મહત્યા સરખું બીજું પાપ નથી. આ જગ્યાએ આત્મહત્યા એટલે પોતાના આત્માને ન ઓળખવો તે. એવી રીતે એ વિદ્યા, અવિદ્યાનું સ્વરૂપ તને બતાવ્યું. એનાથી તારે મુક્ત થવું જોઈએ. હવે જે બ્રહ્મજ્ઞાનરૂપ આત્મવિદ્યાવડે ઉપર બતાવેલી વિદ્યા અવિદ્યાનો નાશ કરી પોતાના ત્રણ દેહ અને આ જગતનો સાક્ષી થાય છે, એટલે તે જાણે છે કે હું ત્રણ દેહ નથી. તેમ આ જગતરૂપે દેખાતો નામરૂપ પસારો પણ હું નથી; પરંતુ એનાથી જુદું વિલક્ષણ મારૂં આત્મસ્વરૂપ છે, અને આ જે કાંઈ દેખાય છે તે સર્વે રજ્જુસર્પવત્ મારી સત્તાપર ભાસે છે, તેથી એ ભ્રાન્તિજન્ય સ્વરૂપ મારૂં નથી; પરંતુ હું એનો સાક્ષી છું. હવે જ્યાં સાક્ષીરૂપ વસ્તુ પોતાનાથી જુદી હોય તો તે જગ્યા પર આપણું સાક્ષીપણું આવે; પરંતુ આ જગતમાં આત્મા સિવાય અન્ય વસ્તુજ નથી, જે કંઇ મનવડે જોવા જાણવામાં આવે છે તે કેવળ માયાનો બજાર છે. આત્મા એક, અવ્યય, નિર્ધર્મક, નિર્ગુણ છે, અને તેજ તું બ્રહ્મ છે. તું તારા આત્માને નેતિ નેતિ શબ્દવડે જાણ. એવી રીતે શ્રુતિએ આત્મા માટે કહ્યું છે. આ પ્રમાણે આત્મસ્વરૂપને જાણી આ સંસારબંધનને અસંગ નામના શસ્ત્રવડે છેદી અભ્યાસ કરતાં કરતાં મુમુક્ષુ અધિકારી આ ભવચક્રમાંથી મુક્ત થાય છે. એને બ્રહ્મવિદ્યા કહે છે. એ બ્રહ્મવિદ્યા, વિદ્યા તથા અવિદ્યા-

ના નાશ પર્યંત ઉપયોગી છે. જેમ પગમાં કાંટો વાગતાં તેને કહાડવાને બીજા કાંટાની સહાય લઈએ છીએ, અને તે કાર્ય સિદ્ધ થતાં તે ઉપકાર કરેલા કાંટાની અણી ભાગી તેને ફેંકી દઈએ છીએ, પણ તેને કોઈ પાસે રાખતું નથી; તેમ એ વિદ્યા માટે તારે સમજવું. જ્યાં સુધી એ અવિદ્યા છે ત્યાં સુધી બ્રહ્મવિદ્યા ઉપકારક છે; તેથી એ વિદ્યાવડે અવિદ્યાનો નાશ કરી એ વિદ્યાને છોડી તું તારાં શુદ્ધ સ્વરૂપનું ધ્યાન ચિંતનવડે સંરક્ષણ કર, એટલે તું તારા આત્મસ્વરૂપની શિઘ્ર પ્રાપ્તિ કરી લેશે ! ॥ ૫૮ ॥

नराणां सदाबन्ध मुक्त्योश्चकाले परं कारणं मानसंविद्धि शिष्य।
पुनर्मानसेनैव चोन्मूल्यते साह्यविद्या च विद्यापि कालान्तरेण ॥५९॥

सं० टी० । हे शिष्य त्वं नराणां सदा बन्धमुक्त्योश्च काले परं कारणं मानस विद्धि । साऽविद्या चोत विद्यापि पुनः कालान्तरेण मानसे नैवोन्मूल्यते च ॥ ५९ ॥

ગુ. ટી. ગુરુ—હે શિષ્ય ! મનુષ્યને મન એજ મુખ્ય બંધનનું કારણ છે. જે વખત મન વ્યાવહારિક સત્યની અંદર લીન થાય છે, તે વારે શરીર, મન, અને ઈંદ્રિયોનો વ્યવહાર તથા સ્રી પુત્રાદિ પરિવાર અને આ સંસાર દુઃખરૂપ છતાં સુખરૂપ દેખાય છે. તે વખતે મન દુઃખને સુખ માની વ્યાવહારિક સત્યમાં જોડાય છે, અને નાનાં પ્રકારના ખેલ ઉત્પન્ન કરે છે. તુંજ વિચાર કરીને જો કે મજુર લોકો પૈસામાં આનંદ માની પોતાના ગજા ઉપરાંત ભાર ઉંચકી દુઃખને સુખરૂપ માની કાર્ય કરે છે. ભર વરસાદની ઝડીમાં મજુર લોકો ગીત ગાઈ ખેતીનું કામ કરે છે, સ્રીના લવમાત્ર સુખની લાલચમાં ઘણા લોકો મરતાં સુધી આ સંસારના નાના પ્રકારનાં દુઃખને સહન કરે છે, ધનવાનને ત્યાં તેમના આશ્રિત લોકો અથવા રાજાને ત્યાં તેમના રાજદૂતો પૈસા માટે પોતાનો પ્રાણ ખુએ છે; એવી રીતે પ્રાણીમાત્ર અજ્ઞાનકાળે દુઃખને સુખ માની વ્યવહાર કરે છે. એ ઉપરથી પ્રત્યક્ષ દેખાય છે કે આ સંસારરૂપ બંધનનું

કારણ મન છે. કદાચ તું કહેશે કે આત્મજ્ઞાનની અંદર આનંદ ભરેલો છે, ત્યારે તે આનંદ આપણને પસંદ કેમ પડતો નથી, તેને માટે તું શ્રવણ કર. જેમ પીતજ્વર ઉત્પન્ન થતાં આપણને ઉત્તમ સ્વાદિષ્ટ પકવાન્ન ઈત્યાદિની સુગંધ લેવી પણ પસંદ પડતી નથી. તેમાં પકવાન્નનો દોષ કે આપણી જિહ્વાનો દોષ ? તેમ અજ્ઞાનીઓને આ માયારૂપ સંસારનો જ્વર ચઢેલો હોવાથી તેમને બ્રહ્માનંદનો સ્વાદ પસંદ પડતો નથી. એ મનનું કારણ છે. જે વારે પૂર્વપુણ્યનો ઉદય થતાં સદ્‌ગુરૂનો લાભ થાય છે, અને તેમના મુખે વેદાંતનું શ્રવણ કરી તેનું મનન અને નિદિધ્યાસન થતાં મન વૈરાગ્યને શરણ જાય છે, તે વખતે મન જેને પ્રથમ સુખરૂપ માનતું હતું તેનેજ તે દુઃખરૂપ જોઈ વ્યાવહારિક સત્યનો ત્યાગ કરી પારમાર્થિક સત્યમાં જોડાય છે, અને જ્ઞાન સમાધિવડે પોતાના સ્વસ્વરૂપને શોધી તેની અંદર લીન થાય છે. એવી રીતે બંધ મુક્તિનું કારણ મન કહેવાય છે; તેથી મનને વૈરાગ્ય, અભ્યાસ અને જ્ઞાનવડે એવી રીતે સિદ્ધ કરવું કે તે ફરી આત્માનંદને છોડી બીજા કોઇની અંદર જોડાય નહિ, એટલે તે મનનું કોઈ કાળે પુનઃ ઉત્થાન ન થવું જોઈએ. જ્યાં મનનું ઉત્થાન થાય નહિ ત્યાં વિદ્યા, અવિદ્યા કેવી રીતે ટકી શકે ? એવી રીતે જે બુદ્ધિમાને પોતાના મનને સિદ્ધ કર્યું તેજ ખરેખરો બ્રાહ્મણ કહેવાય છે. આ જગાએ બ્રાહ્મણ શબ્દે જાતિ ગ્રહણ કરવી નહિ, પણ બ્રહ્મવેત્તા સમદૃષ્ટિવાન પંડિત જાણવો. ॥ ૫૯ ॥

**अविद्या च विद्या हि मायासमुत्था द्वयी भासते वस्तुतस्त्वेकरूपा ।**
**विवेकाख्य दृष्ट्या विनिश्चित्यचित्ते परानन्दरूपं हृदि ध्येयमेकम् ॥६०॥**

**सं० टी० । ह्यविद्या विद्या चेयं द्वयी मायासमुत्था भासते वस्तुतस्तु एकरूपास्ति । इति विवेकाख्यदृष्ट्या चित्ते विनिश्चित्य हृद्येकं परानन्दरूपं ध्येयमस्ति ॥ ६० ॥**

**ગુ. ટી.** ગુરુ—હે ભાઈ ! અવિદ્યા અને વિદ્યા એ બંને માયાનું કાર્ય છે, એટલે એ માયાથી ઉત્પન્ન થયેલી હોવાથી વસ્તુતઃ તે એકરૂપે છતાં કાર્ય કારણને લીધે ભિન્ન ભિન્ન દેખાય છે.

જ્યારે મન, વાણી આત્મસ્વરૂપના આનંદને છોડી બહારના વિષયને જોઈ ભ્રમિત થઈ આ સુખ કરતાં આ સુખ વધારે, તેના કરતાં બીજુ સુખ વધારે એમ માની બાહ્ય વિષયમાં જ્યાં ત્યાં ભટકે છે, અને તે તે વ્યવહારમાં જોડાઈ વિના કારણ દુઃખમાં પડે છે. હવે તું વિચાર કર કે એ મનવાણી ઈત્યાદિ વસ્તુ સુખ આપે છે કે નહિ, જો તે વસ્તુ સુખ આપતી હોય તો તેને માટે પ્રયાસ કરવો વ્યાજબી ગણાય. પ્રત્યેક મનુષ્યને શરીર, સ્ત્રી અને ધન બધા કરતાં વધારે પ્રિય છે; અને એજ સુખનું સાધન છે એમ કહે છે. હવે તું પ્રથમ શરીર સુખને માટે શ્રવણ કર. જ્યારે આપણું મન શરીરપર દૃષ્ટિ કરીને રહે છે, ત્યારે આપણને શરીરમાં નાના પ્રકારના રોગાદિ દોષો જોવામાં આવે છે, અને આપણે કહીએ છીએ કે મારી પ્રકૃતિ બરાબર નથી, પેટમાં ગુડગુડ બોલે છે, આંખો બળે છે, મસ્તક જડ સરખું લાગે છે, પેટમાં અજીર્ણથી જડતા માલમ પડે છે. એવી રીતે મન-વાણી શરીરના સંબંધમાં નાના પ્રકારની કલ્પના કરે છે. મન, શરીરની કલ્પનાને છોડી બીજી વસ્તુમાં જોડાય છે, એટલે શરીરનું દુઃખ જણાતું નથી, અથવા આપણું શરીર રોગાદિના કારણથી અશક્ત હોય, પરંતુ આપણા નિવાસસ્થાનમાં આગ લાગે, અગર સર્પાદિ નીકળે તો તે શરીર પૂર્વના દુઃખને ભૂલી તરત ઉઠી બહાર દોડે છે, અગર એકાએક મોટો આનંદનો પ્રસંગ આવતાં દુઃખને ભૂલી હસે છે, એ ઉપરથી સિદ્ધ થાય છે કે સુખનું કારણ શરીર નથી; પરંતુ શરીરનું વિસ્મરણ એજ સુખનું કારણ છે. હવે તું સ્ત્રીના સુખને શ્રવણ કર. હે ભાઈ ! સ્ત્રી આપણને સુખ આપતી નથી. જ્યાં સુધી આપણું મન તથા વાણી તેની અંદર જોડાએલી હોય ત્યાં સુધી મનને તેનું દુઃખ દેખાય છે, અને મનવાણીને તેની વિસર પડતાં શાંત થઈ તે પોતાના મૂળસ્થાનમાં બેસે છે ત્યારેજ આપણને સુખ જોવામાં આવે છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રીનું વિસ્મરણ એજ સુખનું કારણ છે. એવી રીતે ધનને માટે પણ જાણવું. એનો પૂર્ણ અનુભવ આપણને નિદ્રાની અંદર આવે છે;

આપણે નિદ્રા વખતે ઉત્તમ પલંગ ઉપર ગાદી વગેરે ઉત્તમ સુખનું સાધન તૈયાર કરી સુઇએ છીએ, અને તેને નિદ્રાના સુખનું સાધન માનીએ છીએ; પરંતુ નિદ્રાની અંદર ગાદી વગેરેનું સુખ આપણા જોવામાં આવતું નથી, પણ તે વખતે મનાદિ સર્વેનો પોતાના સ્થાનમાં લય થવાથી નિદ્રાનું સુખ જોવામાં આવે છે. જે વારે આપણને એકાએક નિદ્રાદેવી ઘેરી લે છે ત્યારે ગમે તેવી અવ્યવસ્થિત જગામાં પણ નિદ્રા આવે છે; એ ઉપરથી સિદ્ધ થાય છે કે મન, વાણી ઇત્યાદિ કોઇ વસ્તુ સુખ આપતી નથી; પરંતુ મનવાણીનું નિવૃત્ત થવું, અને પોતાના સ્થાનમાં જઈને બેસવું એજ સુખનું સાધન છે. તુંજ વિચાર કરીને જો કે બાહ્ય સ્થૂળ વસ્તુનો અને મનવાણીનો એક સંબંધ થાય છે? જો એક સંબંધ થતો હોય તો તેના રચેલા ખેલને આપણે સત્ય કહીએ, તેમાં એક ધર્મક વસ્તુ છે, અને બીજી નિર્ધર્મક વસ્તુ છે, તેથી એનો સંબંધ થતો નથી; છતાં સંબંધ જેવું દેખાય છે તેનું કારણ ભ્રાન્તિમાત્ર છે. હે ભાઈ! અવિદ્યા માયાનું કાર્ય છે. તેવી રીતે શ્રી ગુરુની વાણીના બોધરૂપી ઉપદેશ મનવાણીના ભ્રમનો નાશ કરી મુમુક્ષુને સ્વસ્વરૂપ પ્રતિ પહોંચાડે છે ખરો; પરંતુ એ સદ્બોધ પણ વાણીનો વિલાસ છે, અને વાણી માયાનું કાર્ય છે, તેથી એ વિદ્યા પણ માયાનું કાર્ય કહેવાય છે. એમાં તફાવત એટલોજ છે કે અવિદ્યાની નિવૃત્તિ વિદ્યાવડે થાય છે, તેથી વિદ્યા આત્મજ્ઞાનનું સાધન કહેવાય છે. જેમ ડહોળા પાણીમાં નિર્મળીનાં બીજનો કલ્ક નાંખતાં પ્રથમ તે જળના મળને નીચે બેસાડી છેવટે તે પણ નીચે જઈને બેસે છે, અને શુદ્ધ જળ આપણા જોવામાં આવે છે, તેમ આત્મા ઉપર આવેલા અજ્ઞાન ભ્રાન્તિરૂપ મળ જેને અવિદ્યા કહે છે, તેનો નાશ કરી તે વિદ્યા પણ અજ્ઞાનની સાથે નિવૃત્ત થાય છે, તે વખતે પોતાનું સ્વસ્વરૂપ નિર્મળ જોવામાં આવે છે. એવી રીતે વિવેક દૃષ્ટિવડે જોતાં નિશ્ચય થાય છે કે આત્માના સચ્ચિદાનંદ સ્વરૂપમાં વિદ્યા, અવિદ્યા એ બેમાંથી એકે નથી; તેથી તું તારા પરમાનંદ સ્વરૂપનું એક સરખું ધ્યાન કરી

તે રૂપે થા, અને આનંદસમુદ્રના સુખને ભોગવ. ॥ ૬૦ ॥

**सदा सद्गतेर्बाधकं देहमानमसद्रूपकं दैवतंत्रं विधाय ।**
**परित्यज्य कुत्सां ततो वासनां च मनो योजनीयं परानन्दरूपे ॥६१॥**

**सं० टी० । सदा सद्गतेर्बाधकमसद्रूपं देहभानं दैवतन्त्रं विधाय ततः कुत्सां वासनां परित्यज्य परानन्दरूपे मनो योजनीयम् ॥६१॥**

ગુ. ટી. ગુરુ—હે ભાઈ ! સદ્ગતિને આડે આવનાર સદૈવ અસદ્રૂપ દેહાભિમાન છે. તે શરીરને પ્રારબ્ધને આધીન રાખી તું દેહની નિંદા સ્તુતિપર લક્ષ નહિ આપતાં મનની સર્વે વાસનાને કુત્સિત એટલે ધિક્કારવા યોગ્ય સમજી તેનો ત્યાગ કર, અને તારા મનને સર્વથી ઉત્કૃષ્ટ જે આત્માનંદ તેની અંદર જોડી આપ. હવે તારા મનને સ્થિર કરવા પ્રારબ્ધના તંત્રને શ્રવણ કર. આ શરીર પૂર્વ જન્માન્તરના મિશ્રિત પાપપુણ્ય કર્મવડે ઉત્પન્ન થયેલું હોવાથી તે તે પાપપુણ્યાનુસાર શરીરના પ્રારબ્ધરૂપ નાના પ્રકારની યોજના પરમેશ્વરે કરેલી છે, તેથી તે તે વખતે તે તે સુખદુઃખ આવીને ઉભું રહે છે, તેને પ્રારબ્ધ પ્રતિબંધ કહે છે, એ પ્રારબ્ધ પ્રતિબંધ જ્ઞાની અજ્ઞાની કોઈનેજ છોડતો નથી. એમાં તફાવત માત્ર એટલોજ છે કે અજ્ઞાની દેહાભિમાનને લીધે તેની અંદર હર્ષ, શોક માની તેનું અભિમાન કરી પુનઃ પાપપુણ્યમાં બંધાય છે, અને જ્ઞાનીને દેહાભિમાન નહિ હોવાથી તેને હર્ષ શોક થતો નથી, એટલુંજ નહિ પણ તે અભિમાનરહિત હોવાથી તેને તે તે પુણ્ય પાપ પુનઃ બંધન કરી શકતું નથી. વળી અજ્ઞાનીને પ્રારબ્ધ પ્રતિબંધની ખબર પડતી નથી, અને જ્ઞાનીનાપર ઈશ્વરનો અનુગ્રહ હોવાથી તેને પ્રારબ્ધ પ્રતિબંધની ખબર પડે છે, તેથી તે સુખદુઃખને હર્ષ, શોક વિના ભોગવી લે છે. તું કહેશે કે જ્યારે જ્ઞાનીને પ્રારબ્ધ પ્રતિબંધની ખબર પડે છે, ત્યારે ઉલટું પ્રારબ્ધ આવતાં તેણે નિંદિત કર્મમાં નહિ જોડાવું જોઇએ ! તેને માટે તું શ્રવણ કર. જો જ્ઞાની નિંદિત કર્મ સમજી તે પ્રારબ્ધને નહિ ભોકતમાન કરે તો તે કર્મ માટે

એને દેહાભિમાન આવ્યું કહેવાય છે, અને તે પ્રારબ્ધ ક્રિલિક રહેતાં તેને ભોગવવા માટે ફરી જન્મ લેવો પડે છે; એ કારણથી જ્ઞાની, માનાપમાન તથા નિંદાસ્તુતિને છોડી તે પ્રારબ્ધ ભોગવી તેમાંથી મુક્ત થાય છે. હે ભાઈ! એ વ્યાવહારિક સત્યનું જ્યાં સુધી માણસને અભિમાન છે, ત્યાં સુધી તે પાપપુણ્યમાં બંધાય છે, પણ એ વ્યાવહારિક સત્યનું અભિમાન જઈ મન જ્યારે પારમાર્થિક સત્યમાં જોડાય છે, ત્યારે તેને દેહનાં કરેલાં પાપપુણ્યનો સંબંધ લાગતો નથી. જેમ અગ્નિની સામે સારી કે નબળી વસ્તુ આવતાં તેને બાળી ભસ્મ કરી તે નિર્લેપ રહે છે, તેમ જ્ઞાનીનો જ્ઞાનાગ્નિ પાપપુણ્ય બંનેને બાળી તેને જ્ઞાનરૂપે કરી પોતે નિર્લેપ રહે છે, તેથી જ્ઞાનીને પાપપુણ્ય બંધન કરી શકતું નથી. હવે તું પ્રારબ્ધ ખેલના પ્રતિબંધને શ્રવણ કર. જેના પુત્ર સાક્ષાત્ વિશ્વનાયક શ્રી કૃષ્ણ પરમાત્મા હતા, છતાં વસુદેવ દેવકીને કારાગ્રહમાં રહેવું પડયું. શ્રી કૃષ્ણને જન્મતાંની સાથેજ ગોકુળમાં જવું પડયું; વળી મથુરામાં આવતાં તેને છોડી દ્વારકામાં જવું થયું. દુર્વાસા ઋષિના શ્રાપવડે એ કૃષ્ણ પરમાત્માના વંશનો નાશ થયો. શ્રી રામચંદ્રજીને રાજ છોડી વનવાસ જવું પડયું. રાવણ મહાદેવનો મહાન ભકત છતાં તેણે સીતાનું હરણ કર્યું, એનું નામ પ્રારબ્ધ. સહસ્રાર્જુન રાજા પ્રત્યક્ષ દત્તમૂર્તિ છતાં તેમણે જમદગ્નિ મહારાજની કામધેનુનું હરણ કર્યું, એનું નામ પ્રારબ્ધ. શ્રી પરશુરામ સાક્ષાત્ નારાયણનો અવતાર છતાં તેમણે પોતાની માતાનું મસ્તક કાપ્યું, અને ક્રોધાવેશમાં એકવીશવાર પૃથ્વી નક્ષત્રી કરી, એનું નામ પ્રારબ્ધ. ઈંદ્રની પાસે અહલ્યા કરતાં અનેક સ્વરૂપવાન અપ્સરાઓ છતાં તેમણે ગૌત્તમઋષિને ત્યાં આવી જારકર્મ કર્યું, એનું નામ પ્રારબ્ધ. વિશ્વામિત્રે પોતાના ગુરુ વસિષ્ઠ મહારાજના સાઠ પુત્રો માર્યા એનું નામ પ્રારબ્ધ. શ્રી પરાશર સાક્ષાત્ શંકરનો અવતાર છતાં મત્સ્યગંધાનો સંગ કર્યો, એનું નામ પારબ્ધ. નળ, યુધિષ્ટરે જુગાર રમી રાજ્ય ગુમાવ્યું, એનું નામ પ્રારબ્ધ. અર્જુન, શ્રીકૃષ્ણના મિત્ર છતાં તેમને વનવાસ ભોગવી વ્યંઢળ થવું પડયું, દ્રૌપદિને

કૌરવોએ સભામાં આણી નગ્ન કરવાનો પ્રયાસ કર્યો, એટલુંજ નહિ પણ વિરાટગ્રહે દાસી થઈ રહેવું પડયું, એનું નામ પ્રારબ્ધ. સુદામાને કૃષ્ણપરમાત્મા સરખા ગુરુબંધુ છતાં દ્રારિદ્રય ભોગવવું પડયું, એનું નામ પ્રારબ્ધ. ચંદ્રે બળાત્કારે ગુરુપત્નીને લઈ જઈ તેનો સંગ કર્યો, એનું નામ પ્રારબ્ધ. હે ભાઈ? પ્રારબ્ધપ્રતિબંધ દેવ, દાનવ અને મોટા મોટા બ્રહ્મજ્ઞાનીને પણ છોડતું નથી, ત્યારે મનુષ્યાદિને માટે તો કહેવુંજ શું ? હે ભાઈ! એ પ્રારબ્ધપ્રતિબંધ જ્યારે આડે આવે છે, ત્યારે સર્વજ્ઞ પરમાત્મા આપણી બુદ્ધિની અંદર રહેલા હોવાથી પૂર્વજન્મની વાસનાનુસાર આપણી બુદ્ધિને તેનો સંબંધ કરાવી તે કર્મની અંદર જોડી આપે છે, અને તે કર્મ કરવાની તેની ઇચ્છા નહિ છતાં તે વખતે તે કર્મ કરે છે, અને પ્રારબ્ધનો વેગ શાંત થતાં આપોઆપ તે તેનાથી મુકત થાય છે; તેથી હું જન્મભર પુણ્યકર્મ કરીશ, પાપકર્મનો સંબંધ થવા દઇશ નહિ, એવું અભિમાન તું મનમાં લાવીશ નહિ; કારણ નિત્ય પુણ્ય કરનારની સામે પાપરૂપ પ્રારબ્ધપ્રતિબંધ આવતાં તે પુણ્યવાન આપણને પાપી જોવામાં આવે છે, અને નિત્ય પાપ કરનારની સામે પુણ્ય પ્રારબ્ધનો ઉદય થતાં તે પોતાના પાપકર્મને છોડી પુણ્યકર્મની અંદર જોડાય છે, એવી રીતે શરીરના પ્રારબ્ધના ખેલને જાણી કોઈની નિંદા કરવી નહિ, અને હું પુણ્યવાન છું એવું અભિમાન મનમાં આણવું નહિ; પરંતુ શરીર અભિમાનના ભારને શ્રીગુરુઈશ્વરના ચરણમાં અર્પણ કરી અનન્યભાવે તેમના દાસ થઈને રહેતાં તેમની કૃપાવડે દેહાભિમાનનો નાશ થાય છે, અને તેનો નાશ થતાં તારી અંદર હર્ષશોક ઉત્પન્ન થશે નહિ, એને માટે અહર્નિશ શ્રીગુરુઈશ્વરની પ્રાર્થના કરી કહેવું કે, હે ભગવાન! આપ જેમ રાખશો તેમ આ મનબુદ્ધિ અને શરીર રહેશે, અને જે જે કાર્ય આપ કરાવશો તે તે કાર્ય એ કરશે; પરંતુ કર્મના અભિમાનને આપશ્રી હૃદયમાં પ્રકટ થવા દેશો નહિ; એજ મારી માગણી છે. તું કહેશે એ પ્રારબ્ધ આપણી અંદર કેવી રીતે રહ્યું હશે ? તેને માટે શ્રવણ કર. જેમ ચિત્રકાર કાગળના ઉપર દેવ, દાનવ, પિશાચ,

સ્વર્ગ અને નરકાદિ સારાં નરસાં ચિત્રો એક પછી એક ચિતરી તે પટને ગોળ વાળી ભૂંગળા જેવું કરીને રાખે છે; અથવા જ્યોતિષિ જન્મપત્રિકામાં એક પછી એક સારા નબળા ગ્રહની કુંડળી રચી તેને ગોળ વાળી ભૂંગળું કરી રાખે છે; પછી તે ભૂંગળાને ખોલતાં જેમ સારાં નરસાં ચિત્ર અને સારા નબળા ગ્રહની કુંડળી નીકળતી જોવામાં આવે છે, અને તે જોઇ જાણીને આપણા મનમાં જેમ સુખ દુઃખ અથવા હર્ષશોક થાય છે, તેમ તું હૃદયમાં ચિત્રાઈ રહેલાં પ્રારબ્ધ ભૂંગળાંને જાણ. એ કારણથી જે વખતે જેવી રીતનું પ્રારબ્ધચિત્ર સામું આવીને ઉભું રહે, તે પ્રમાણે મનબુદ્ધિ ઈત્યાદિ નાચે છે, અને શરીરાદિ તે પ્રમાણે સારૂં નબળું કર્મ કરે છે. આવી રીતનો પ્રારબ્ધ રચનાનો ખેલ હોવાથી મોટા બ્રહ્મવેત્તાઓને પણ આપણે ઉલટ કામ કરતા જોઈએ છીએ. આ પ્રારબ્ધ રચનાનો ખેલ સીનેમાના નાટક જેવો પરમેશ્વરે રચ્યો છે, તેથી તું જ્ઞાનાગ્નિવડે સંચિતક્રિયમાણને બાળી શરીરને પ્રારબ્ધને આધીન રાખી તારા આત્માનું સંરક્ષણ કર. જેવું શરીરની સાથે પ્રારબ્ધ રહેલું છે, તેવું આત્માની સાથે પ્રારબ્ધ રહેલું નથી, તેથી આત્મા કોઈનીજ અંદર લેપાતો નથી; અને એજ કારણથી જ્ઞાની પોતાના આત્મસ્વરૂપે થયા પછી તેને પ્રારબ્ધ નથી એમ શ્રુતિ કહે છે. વળી તું પ્રારબ્ધને માટે શ્રવણ કરઃ—

**શ્લોક—જ્ઞાની ક્ષીણાન્ય કર્માઽપિ ॥ પ્રારબ્ધં સહતેઽવશી ॥**
**વ્યાલગ્રાહી ગૃહિતાહિર્યથા તત્કૃત પીડનમ ॥**

જેમ ગારૂડીના બંધનમાં સર્પ આવી પડતાં તે સર્પની સ્વતંત્ર સત્તા રહેતી નથી, તેથી તે સર્પની નાચવા ખેલવાની ઈચ્છા નહિ છતાં પોતાનાપર આવેલા દુઃખ સુખને સહન કરે છે, તેમ જ્ઞાનીની ઈચ્છા નહિ છતાં શરીરનું પ્રારબ્ધ સામું આવીને ઉભું રહેતાં તે પ્રારબ્ધની ઈચ્છા પ્રમાણે શરીરને ખેલવે છે, અને પ્રારબ્ધ પુરૂં થતાં તે ખેલ આપોઆપ છુટી જાય છે. એવી રીતે પ્રારબ્ધની રચના હોવાથી જ્ઞાનીને પાપપુણ્ય માટે હર્ષશોક કે સુખદુઃખ થતું નથી, કારણ કે તે જ્ઞાની સાક્ષીરૂપે થઈ શરીરમનાદિના ખેલને

જુવે છે. એવી રીતે પ્રારબ્ધના ખેલનો નિશ્ચય કરી મનને દેહાભિમાનરૂપ વાસનામાં ન જવા દેતાં તેને સ્થિર કર, અને તારા આત્માનંદરૂપ સમુદ્રમાં તેને ડુબકી મરાવી તે તારા મૂળ સ્વરૂપે થા.

શિષ્ય—હે ગુરુજી, પરમાત્માએ સ્વમાયાનો આશ્રય કરી રામકૃષ્ણાદિ અવતારરૂપ દેહ ધારણ કર્યા તેથી તે યોગેશ્વર કહેવાય છે. તેમનો પૂર્વજન્મ નહિ હોવા છતાં તેમની પાછળ પ્રારબ્ધ કેવી રીતે લાગુ પડયું તે મને કૃપા કરી કહેવું જોઈએ.

ગુરુ—હે ભાઈ! એ તારો પ્રશ્ન અતિ ઉત્તમ છે. એ પરમેશ્વરને પ્રારબ્ધ નથી; પરંતુ ભકતોના મનોરથ પૂર્ણ કરવા માટે જે જે સંકલ્પ ધારણ કરી અવતાર લે છે તે તે કરેલા સંકલ્પરૂપ તેમના શરીરનું પ્રારબ્ધ છે. એવી રીતે એ રામકૃષ્ણાદિ અવતારરૂપ દેહનું પ્રારબ્ધ છે. ॥ ૬૧ ॥

**ततः स्वान्तरानन्दमेवानुभूय गुरुं चेश्वरं सम्यगाराधयित्वा ।**
**निदिध्यासनं श्रवणं चिन्तनं च स्वयंकार्यमन्यैस्तथा कारयेच्च ॥६२॥**

सं० टी० । ततः स्वान्तरानन्द मेवानुभूय गुरुमीश्वरं च सम्यगाराधयित्वा निदिध्यासनं श्रवणं चिन्तनं च स्वयं कार्यं तथान्यैः कारयेच्च ॥ ६२ ॥

ગુ. ટી. ગુરુ—હે ભાઈ! ઉપર પ્રમાણે પ્રારબ્ધના ખેલને જાણી શરીરને પ્રારબ્ધને આધીન કરી તેના યોગક્ષેમ માટે ચિંતા નહિ કરતાં તું આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે અભ્યાસ કર. એ અભ્યાસ વખતે દૃઢ વૈરાગ્યને ધારણ કરી શ્રી ગુરુ ઈશ્વરને એકરૂપે સમજી શરીરના અભિમાન પર્યંત હું શ્રી ગુરુ ઈશ્વરનો દાસ છું એમ માની કાયા, વાચા અને મનવડે તેમની સેવા કરવી જોઈએ; કારણ કે અનન્યભાવે શ્રી ગુરુ ઈશ્વરની સેવા કર્યા વિના આજ સુધી કોઈને જ્ઞાન થયું હોય એવું જોવા સાંભળવામાં આવ્યું નથી. જેમ ધનવાનને ત્યાં સેવકલોક પોતાના શરીરની પરવા ન રાખતાં ધનિકને પ્રસન્ન કરી પોતાનો અર્થ સિદ્ધ કરે છે; તેમ નિદ્રા, તંદ્રા, આલસ્ય, અસત્ય અને નિંદાદિનો ત્યાગ કરી શ્રી ગુરૂ ઈશ્વરની ભક્તિપૂર્વક

સેવા કરી તેમને પ્રસન્ન કરી વેદાન્ત શ્રવણ કરવું. તે શ્રવણનું મનન કરી તે પ્રમાણે આચરણ કરતાં હૃદયમાં રહેલા શ્રી હરિ પ્રસન્ન થાય છે, તે વારે નિદિધ્યાસન કરવાને આપણું મન તત્પર થાય છે, તેને કાયિકતપ કહે છે; તેની સાથે જિહ્વા પાસેથી રસાસ્વાદ ઇત્યાદિ દોષો છોડાવી શ્રી ગુરુ ઈશ્વર અને સાધુ પુરૂષના ગુણાનુવાદ કરવાનો અભ્યાસ પાડવો. પ્રત્યેક વસ્તુમાં ગુણદોષ રહેલા છે, તેમાં દોષને છોડી ગુણ ગ્રહણ કરવાનો નિયમ રાખવો, અને તે ગુણ જિહ્વાથી બોલવા, એનાવડે નિંદાદિ દોષો આપોઆપ નીકળી જાય છે, આ વાચિકતપ કહેવાય છે. એ બે તપ સિદ્ધ કરી માનસિક તપ માટે સર્વ વાસનાનો ત્યાગ કરી શ્રી ગુરુ ઉપદિષ્ટ માર્ગે આત્માનું ધ્યાન કરી સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો. એ અભ્યાસ વખતે દેહાભિમાન આવે તો હું શ્રી ગુરુ ઈશ્વરનો દાસ છું, અને જીવભાવ પ્રકટ થાય તો હું શ્રી ગુરુ ઈશ્વરનો અંશ છું એમ માનવું, અને એ બે ભાવ જઈ ત્રિપુટીનો ભંગ થતાં શ્રી ગુરૂ ઈશ્વર તેજ મારૂં સત્ય સ્વરૂપ છે એવો નિશ્ચય થતાં તે મુમુક્ષુને સર્વે જગત પોતાના સ્વરૂપે જોવામાં આવે છે, અને દેહવાસના વિસારે પડી દેહવત્ આત્મભાવ પ્રકટ થાય તેવારે માનસિકતપ સિદ્ધ થયું કહેવાય છે. જ્યાં સુધી દેહ, જીવ અને આત્મભાવરૂપ ત્રિપુટી જોવામાં આવે ત્યાં સુધી શ્રી ગુરુ ઈશ્વરની સેવા, વેદાંતનું શ્રવણ, મનન અને નિદિધ્યાસનનો એકસરખો અભ્યાસ રાખવો. એનાવડે પોતાના આત્મસ્વરૂપનો અનુભવ થાય છે. શ્રુતિએ કહ્યું છે કે યાવજ્જીવંત શ્રી ગુરુ ઈશ્વર અને વેદાંતનું સેવન કરવું, અને સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થયા પછી શરણે આવેલા મુમુક્ષુને એનો ઉપદેશ કરી તેની પાસે તે કરાવવું. એવી રીતે વર્તતાં તે મહાત્મા શિષ્ય શ્રી ગુરુના ઋણથી મુક્ત થાય છે; અને એ પ્રમાણે નહિ વર્તનાર શિષ્ય કૃતઘ્ની કહેવાય છે. હે ભાઇ ! આ મારો કરેલો ઉપદેશ, અને તેમાં કહેલું જ્ઞાન, જેને શ્રી ગુરુ ઈશ્વરના ઉપર પૂર્ણ શ્રદ્ધા હશે તેના હૃદયમાં વિના પ્રયાસે આપોઆપ પ્રકટ થશે. તે સિવાય અન્યને આ ઉપદેશ ઉપયોગમાં આવશે નહિ, અને

અનુભવ સિવાય જે કોઈ આત્મઉપદેશ કરવા જશે તેનું બોલવું કાગડાની કળકળ સમાન છે, તેનાવડે ઉલટી ઈશ્વરની અવકૃપા થાય છે, અને તે આલોક તથા પરલોકથી ભ્રષ્ટ થાય છે. તેથી તારે શ્રદ્ધા ભકિતવાનને આ ઉપદેશ કરવો ॥ ૬૨ ॥

ततोभिद्यते हृद्गतं ग्रन्थिजालं पुनः संशयाश्चापि छिद्यन्त एव ।
प्रणश्यन्ति कर्माणि दृष्टे च तस्मिन्परेषां परेज्ञानरूपे मुमुक्षोः ॥६३॥

सं० टी० । परेषां परे ज्ञानरूपे तस्मिन्ब्रह्मणि दृष्टे सति ततो मुमुक्षोर्हृद्गतं ग्रन्थिजालं भिद्यते । पुनः संशयाश्चापि भिद्यन्त एव । ततः कर्माणि प्रणश्यन्ति ॥ ६३ ॥

गु. टी. ગુરુ—હે ભાઈ ! જે મુમુક્ષુ મહાત્માને શ્રી ગુરુ ઈશ્વરના અનુગ્રહવડે હૃદયમાં જ્ઞાનજ્યોતિ પ્રકટ થાય છે તે શિષ્યની અજ્ઞાનરૂપ હૃદયગ્રંથી તૂટતાં તે અષ્ટપાશ જેને ઘૃણા, લજ્જા, ભય, શંકા, જુગુપ્સા, કુલ, જાતિ અને શીલ કરીને કહે છે, તેનાથી મુકત થાય છે, ત્યાર પછી તે મહાત્મા શિષ્યને શરીરનું અભિમાન રહેતું નથી. તેની અજ્ઞાનરૂપ હૃદયગ્રંથી તૂટતાં તેના સર્વ સંશય-જાળનું છેદન થાય છે, એટલે તેનામાં પાછળ કહેલો આત્મા સંબંધી કોઈ પણ સંશય રહેતો નથી. તેવારે મનના સંકલ્પવિકલ્પ જઈ ઉન્મનિ અવસ્થા પ્રાપ્ત થતાં તે મન નિવાતદીપવત્ થઈ તે મુમુક્ષુ મહાત્માનાં સર્વે સંચિત, ક્રિયમાણરૂપ પાપ–પુણ્ય કર્મ બળીને ભસ્મ થાય છે, અને તેની દૃષ્ટિ આ જગત કરતાં એવી વિલક્ષણ થાય છે કે તેનું વર્ણન કોઈથી થઈ શકતું નથી. તે વખતે તે મુમુક્ષુ બ્રહ્માદિ દેવોનાથી પર જે આત્મસ્વરૂપ રહેલું છે, તે સ્વરૂપે થાય છે, અને તેની અંદરની સર્વે વાસના નીકળી જાય છે. ત્યાર પછી તેને કર્મ, ધર્મ, યોગ, યાગાદિ કંઈજ કરવાનું રહેતું નથી. એ મહાત્માએ આ જગતમાં આવી જે મેળવવાનું હતું તે મેળવ્યું અને પ્રાપ્ત કરવાનું હતું તે પ્રાપ્ત કર્યું કહેવાય છે; કારણ કે બ્રહ્મ-રૂપે થયા પછી દ્વૈતાત્મક વ્યાવહારિક સત્યરૂપ કર્મનો સમૂળગો નાશ થવાથી તેને કાંઈજ કર્મ કરવાનું રહેતું નથી. જેમ નીચેથી

ફૂટેલા ઘટની અંદર જળ રેડતાં તેમાં જળ રહી શકતું નથી; તેમ મનરૂપી ઘટનો અથવા વાસનારૂપી ઘટનો ભંગ થતાં જ્ઞાનીની અંદર વાસનારૂપ સંકલ્પવિકલ્પ ટકી શકતા નથી, તેથી જ્ઞાનીની વાસનાનો આપોઆપ ક્ષય થાય છે, તે તેને પ્રત્યક્ષ દેખાય છે. તે આનંદ તે જ્ઞાની સિવાય બીજું કોઈજ જાણી શકતું નથી; કારણ કે એ આનંદ મનવાણીથી પર રહેલો છે એને માટે પાછળ કહેવાઈ ગયું છે. એ સ્થિતિ પ્રાપ્ત થતાં તે જ્ઞાની નગ્ન, મૌન્ય, બાલ્ય, ઉન્મત્ત, પિશાચ અથવા પંડિત એમાંની કોઈ એક વૃત્તિને ધારણ કરી રહે છે. એ કારણથી તે જ્ઞાનીને કોઇ ઓળખી શકતું નથી. એવી રીતે તે જ્ઞાની બ્રહ્માદિ દેવોનાથી પર સુખને ભોગવે છે, અને શરીર નષ્ટ થતાં સર્વવ્યાપી બ્રહ્મસ્વરૂપે થાય છે. ॥ ૬૩ ॥

**न तस्यापि मोहो न शोकः कुतोऽपि सदा योऽनुपश्यत्यथैकत्वमेव ।**
**मुदा सद्गतिं चाभयं प्राप्य लीनोह्यनन्याश्रयो ब्रह्मनिर्वाणमेति ॥६४॥**

**सं० टी० । यः सदैकत्वमेवानुपश्यति तस्य मोहो नास्ति तस्य शोकोऽपि कुतः । ह्यनन्याश्रयो मुदा सद्गतिमभयं च प्राप्य लीनः सन्ब्रह्मनिर्वाणमेति ॥ ६४ ॥**

**ગુ. ટી.** ગુરુ—હે શિષ્ય જે વખતે શ્રી ગુરુ ઈશ્વરનો અનુગ્રહ થતાં મુમુક્ષુ મહાત્માને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તે વારે તે મહાત્માના જન્મમરણનું કારણ જે દ્વૈત તેનો નિરાસ થતાં તેનું ચિત્ત નિર્નિમિત થાય છે, તે વખતે હું આત્મા છું, સત્યસ્વરૂપ છું એમ અનુભવાય છે, અને દેવાદિ યોનિની પ્રાપ્તિનું કારણ જે ધર્માદિક તે સ્વતંત્રપણે સિદ્ધ થઈ શકતું નથી, એટલે આત્મા સિવાય સર્વે બાહ્ય વાસનાનો ત્યાગ થાય છે, અને તે મહાત્મા કામ, ક્રોધ, હર્ષ, શોકાદિ વિકારોથી મુક્ત થઇ અવિદ્યા, માયા અને જન્મમરણાદિનું અતિક્રમણ કરી જાય છે, તેથી તે માયાથી મુક્ત થયો કહેવાય છે, અને શોક, મોહ, કામ અને ભીતિ રહિત જે નિર્ભય મોક્ષપદ છે તેની પ્રાપ્તિ કરે છે; પછી તેને જન્મમરણ-

ના ફેરામાં પડવું પડતું નથી. એ સ્થિતિ પ્રાપ્ત થતાં તે મહાત્મા પોતાની અંદર સર્વે જગતને જુએ છે, અને સર્વ જગતની અંદર પોતાને જુએ છે. એટલે તેને એવો નિશ્ચય થાય છે કે મારાથી ભિન્ન કોઇ વસ્તુ નથી, આ જે કાંઇ ભ્રાન્તિનો પસારો જોવામાં આવે છે તે સર્વે મારા અધિષ્ઠાન ઉપર છે. જેમ આપણે નાના પ્રકારના રંગ મેળવી ભૂમિ ઉપર રંગવલ્લી કાઢીએ છીએ અથવા ભીંત ઉપર ચિત્ર કાઢીએ છીએ, અને તે જોઇ આપણે ખુશી થઇએ છીએ, પણ તેની અંદર રંગ એ ભૂમિનુંજ તત્ત્વ છે, તે છતાં તેનો દેખાવ આપણને વિલક્ષણ જોવામાં આવે છે; પરંતુ એ રંગવલ્લીનું અધિષ્ઠાન ભૂમિ અને ચિત્રનું અધિષ્ઠાન ભીંત છે. સારાંશ–ભૂમિ અને ભીંત છે તો રંગવલ્લી અને ચિત્ર છે, તેથી રંગવલ્લીની અંદર ભૂમિ છે અને ભૂમિની અંદર રંગવલ્લી છે, અથવા ચિત્રની અંદર ભીંત છે અને ભીંતની અંદર ચિત્ર છે. એની અંદર નામરૂપના વિકારવડે આપણને તેનું જુદું જુદું સ્વરૂપ જોવામાં આવે છે, પરંતુ એ જુદાપણાનો ભાસ કેવળ ભ્રાન્તિજન્ય છે; તેમ અનાત્મજ્ઞાની આત્મરૂપ જગતને પોતાના સ્વરૂપે જોવાથી તેને શોક, મોહ ઉત્પન્ન થવાનું કારણ રહેતું નથી. તે વખતે તે મહાત્મા પોતાના સ્વરૂપને એક, અજ, અવ્યય, નિર્વિકાર, નિર્ધર્મક, ઉત્પત્તિ વિનાશ રહિત, પરિપૂર્ણ, સત્ ચિત્ આનંદરૂપ અથવા અસ્તિ, ભાતિ, પ્રિયરૂપ અને આકાશ પ્રમાણે સર્વવ્યાપી જુએ છે, તેથી તેને મોહ, શોકાદિનું કારણ રહેતું નથી. એવી રીતે તે બ્રહ્મવેત્તા અનન્ય બ્રહ્મનો આશ્રય કરી નિર્વાણ અભયપદની પ્રાપ્તિ કરે છે. એજ બ્રહ્મજ્ઞાનનો વૈભવ છે. એ જ્ઞાન થતાં તેની અંદર કંઈ પણ ઇચ્છા રહેતી નથી, અને તેનું મન ઉન્મનિ અવસ્થામાં લીન થાય છે. એ આનંદને માત્ર એક બ્રહ્મવેત્તાજ જાણે છે. તે સિવાય બીજાને તેની ખબર નથી. જેમ પ્રસૂતિના સુખ સોહાળાની ખબર વંધ્યાને નથી, તેમ બ્રહ્મજ્ઞાનીના આનંદની ખબર મુખથી બકબક કરનાર અજ્ઞાનીને નથી; કારણ કે વાણીથી પર રહેલા બ્રહ્માનંદને વાણી કેવી રીતે જાણી શકે ? તેથી જ્ઞાની હું બ્રહ્મ છું એવું કહેતા

નથી. હે ભાઈ! એવી રીતે સમજી તું તારા સ્વરૂપે થા. મારો તને પૂર્ણ આશીર્વાદ છે. આજથી તને કલિકાળનો ભય નથી, એ તું નિશ્ચયપૂર્વક જાણ. હવે તને કાંઈ પણ ઉપદેશ કરવાનો બાકી નથી, એમ કહી શ્રી સદ્‌ગુરુનાથે મૌન ધારણ કર્યું; તે જોઈ તે મહાત્મા શિષ્યે હર્ષપૂર્વક ઉઠી શ્રી ગુરુની પ્રાર્થનાપૂર્વક પ્રદક્ષિણા કરી સાષ્ટાંગ નમસ્કાર કર્યા, અને આ જગતને શ્રીગુરુ સ્વરૂપે જોઈ, જાણી આનંદપૂર્વક જગતમાં વિચરી ઉંચે સ્વરે શ્રી સદ્‌ગુરુના ગુણાનુવાદ ગાઈ, શરણે આવેલા મુમુક્ષુને તે માર્ગ બતાવી તે મહાત્મા શિષ્ય શ્રી ગુરુના ઋણથી મુકત થયો, અને છેવટે શ્રી ગુરુ સ્વરૂપમાં મળી ગયો. ॥ ૬૪ ॥

सप्तपञ्चाशदधिके ऊनविंशशते समे ।
चैत्रे मास्यसिते पक्षे शिवतिथ्यां शुभान्विते ॥ ६५ ॥

भृगुवारे समाप्तोयम ज्ञानध्वान्तदीपकः ।
करोतु सततं मोक्षं पठतामचिरेणहि ॥ ६६ ॥

इति श्री. प. प. श्री स्वामी नारायणनन्द सरस्वति भगवत्पादपूज्य शिष्य कृष्णानन्द सरस्वती विरचितोऽज्ञानतिमिरदीपकः समाप्तः ॥

सं० टी० ऊनविंशतितमे १९ सप्तपञ्चाशदधिके ५७ समे चैत्र मास्यसिते पक्षे शिवतिथ्यां शुभान्विते। भृगुवासरेऽयमज्ञानध्वान्तदीपकः समाप्तः सन् हि पठतामचिरेण सततं मोक्षं करोतु ॥

ગુ. ટી. સંવત ૧૯૫૭ ના ચૈત્ર માસની કૃષ્ણાષ્ટમી શુક્રવારે આ અજ્ઞાનધ્વાંતદીપક નામનો ગ્રંથ સમાપ્ત થયો. શ્રી કૃષ્ણાનંદ સરસ્વતિ સ્વામી મહારાજ સર્વેને આશીર્વાદ આપે છે કે આ અજ્ઞાનતિમિરદીપક નામના ગ્રંથનું જે કોઈ પઠનપાઠન અને નિદિધ્યાસન કરશે તેને એ શીઘ્ર મોક્ષપદે પહોંચાડશે. સારાંશ—દેહાભિમાન રહિતનો મુમુક્ષુ અધિકારી શીઘ્ર મોક્ષપદની પ્રાપ્તિ કરશે. ૬૫॥ ૬૬ ॥

આ જગાએ અજ્ઞાનતિમિરદીપકની ટીકા સમાપ્ત થઈ.

आनन्दकन्द सम्भूतं ज्ञानानालसुशोभनम् ।
आहिमां नरकाद्घोरा [illegible]ज्योतिर्नमोस्तुते ॥ १ ॥
योगसिद्धं महच्छ्रेष्ठं ज्ञानज्ञेयस्वरूपकम् ।
शिष्य तिमिरभास्करं त्वां वन्दे यदुनन्दनम् ॥ २ ॥

યદુનંદન નામ વાસુદેવ, વાસુદેવ તેજ કૃષ્ણ, તેજ વાસુદેવ. એવા મારા સદ્ગુરુ શ્રી વાસુદેવાનંદ સરસ્વતિને અને શ્રી કૃષ્ણાનંદ સરસ્વતિના ચરણારવિંદમાં આ ટીકાને અર્પણ કરૂં છું, તેનાવડે શ્રી દત્તાત્રેય ભગવાન પ્રસન્ન થાઓ. ॥

इति श्री. प. प. श्री वासुदेवानंद सरस्वति भगवत्पादपूज्य शिष्य
श्री. प. प. योगानंद सरस्वति ( गांडा महाराज ) कृत
अज्ञानतिमिरदीपक टीका समाप्ता ॥
ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥
॥ शुभं भवतु ॥

